

# હૃદય રંગ.

## દ્વિતિય કિરણ.

---


રચનાર.

ભાઈશંકર કુબેરજી શુકલ.

મોરબી નિવાસી.

મુ. વેરાવળ.



અમદાવાદ—યુનિયન પ્રીન્ટીંગ પ્રેસ.

તથા

વઢવાણ કેમ્પ ધી "સત્યવિજય" પ્રેસમા

કોઠારી કેશવલાલ છગનલાલે છાપી.

સંવત ૧૯૬૪——સને ૧૯૦૭

કિંમત ચાર આના.

# અનુક્રમણ.

# શુદ્ધિ પત્રક.

| પૃષ્ટ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૦ | ૭ | ચયાં | થયા |
| ૧૪ | ૮ | નિશ્રિંત | નિશ્ચિત |
| ૧૫ | ૩ | દધીગિ | દધીચિ |
| ૧૬ | ૨ | કરતાં | કરતા |
| ૧૬<br>૨૫ | ૩<br>૫ | શાર્દુલવિક્રિડિત | શાર્દૂલવિક્રીડિત |
| ૧૮ | ૧ | ધર્મ રાજ્યનો | ધમ રાજ્યનો |
| ૧૮ | ૧૨ | (પછી "અર્જુન" શબ્દ જોઇએ કારણકે અર્જુનનું બોલવું છે) | |
| ૧૯ | ૩ | શ્રૈષ્ટ | શ્રેષ્ટ |
| ૨૨ | ૯ | સ્વસુર | શ્વસુર |
| ૨૭ | ૧૫ | સમયું | સમર્પું |
| ૨૮ | ૧૪ અને ૧૫ | સહસ્ત્ર | સહસ્ત્ર |
| ૩૧ | ૬ | પાળ્યો | પળ્યો |
| ૩૨ | ૩ | મને | મન |
| ૩૨ | ૮ | નિગ્રહ તો | નિગ્રહતો |
| ૩૨ | ૯ | રથા સ્વ | રથાશ્વ |
| ૩૨ | ૧૧ | ("ત્યાં ૧૨ મી કડીમાંથી કાઢી ૧૧ મી કડીને છેડે મુકવો) | |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૬ | ૧૬ | પંકજનેને પ્રતાપ | પંકજને પ્રતાપ |
| ૩૯ | ૫ | અહાર | આહાર |
| ૪૩ | ૪ | સર્વ | શર |
| ૫૨ | ૯ | આ ખ સુસ્વર્ગનાં | આ સુખ સ્વર્ગનાં |
| ૫૬ | ૧ | તૃજને | તુજને |
| ૫૯ | ૭ | શ્રી રતુ | શ્રી રસ્તુ |
| ૬૩ | ૩ | વરદે ! | વરદ ! |
| ૭૦ | ૭ | સહસ્ત્ર | સહસ્ર |
| ૭૦ | ૧૫ | શિમન્ત | સિમન્ત |
| ૭૩ | ૬ | પ્રભ પાસે | પ્રભુ પાસે |
| ૯૧ | ૫ | દ્રશઃ | દશદ |
| ૯૨ | ૫ | શ્વશુરએ | શ્વશ્રુએ |
| ૯૮ | ૧૩ | સૂર્યના | સૂર્યનો |
| ૧૦૫ | ૯ | ભભકૂવળા | ભભકૂવાળા |
| ૧૦૫ | ૧૦ | ઝાંખા | ઝાંખી |
| ૧૦૬ | ૧૭ | તોપ વાળો | તોપ વાળા |
| ૧૧૧ | ૧૧ | શ્વશૂર | શ્વશ્રુ |
| ૧૨૭ | ૧૪ | પરમાન્દ | પરમાનન્દ |

# અર્પણ પત્રિકા.

રા રા. શ્રિમન્ત માનવંતા શેઠ સાહેબ

હાજી નુરમામદ મુસા નવિવાલા

મુ. ધોરાજી.

સાહેબ !

આપનો ઉદાર સ્વભાવ, દયાળું મનોભાવ, સરલપ્રેમ સંપતિ છતાં અહં ભાવનો જદન લોપ અને વિશેષત: કાવ્ય સાહિત્ય આદિ દેશોત્તેજક વિષયોમાં પ્રબળ લાગણી; આવા બધા આપના મહાન ગુણો નિરખતાં આપનેજ આ મારૂં લઘુ પુસ્તક અર્પણ કરવા ઘણો હર્ષ થાય છે. અને આપના ઉદાર આશ્રયથી આ પુસ્તક ને જે કાંઈ મદદ મળી છે. તેથી પ્રકાશમાં આવ્યું છે તેથી મારા હૃદય રંગનો આ બીજો સમુદાય આપને અર્પણ કરૂં છું.

લી. આપનો સ્નેહાધિન.

વેરાવળ. ता. ૨૨-૯-૦૭ } ભાઈશંકર કુબેરજી શુકલ.

# કિંચિત્ ઉદ્દગાર.

ગુજરાતિ ભાષાની અધોગતિના ચિન્હો હજુ ઠામ ઠામ જોવામાં આવે છે. તેના ઉત્કર્ષ માટે પરિષદો આદિ મંડળો વડે કંઇક પ્રયાસ થાય છે તે સ્તુત્ય છે. છતાં સસ્તુ સાહિત્ય કરવા શ્રિમન્તોએ પોતાનું કર્તવ્ય પુરેપુરૂ જાણ્યું નથી. પુસ્તકોનો પુરતો ઉઠાવ થતો નથી કાવ્યોના રસાત્મક ભાવોનું સ્વરૂપ હજુ ઘણાઓથી સમજાતું નથી એ ઘણું ખેદ જનક છે.

સસ્તુ સાહિત્ય કરવું તે શ્રિમન્તોનાજ હાથમાં છે અને શ્રિમન્તોની તે ખાસ દેશ સેવા છે એમ સમજી સાહિત્ય વિદ્યાની વૃદ્ધિ માટે ઘણું ઘણું કરવું જોઇએ

ઇશ્વર આપણા ગુર્જર બંધુઓને સન્મતિ આપો અને ઘરોઘર સાહિત્ય પરિષદો સ્થાપો. શુદ્ધ પત્રક ઉપરથી ભુલો સુધારી વાંચવા વિજ્ઞપ્તિ છે.

વેરાવળ.
તા. ૨૨-૧૧-૧૭

ભાઇશંકર કુબેરજી શુકલ

# ॥ ॐ ॥

## ॥ शिव स्तुति ॥

## ॥ शिखरिणी ॥

शिवानाथः शंभुः सकल जन पूज्यः पशुपतिः ।
वरेण्यः कामांग द्युति हरण शिलः प्रमथपः ॥
पवित्रः कैलासि वरद निपुणः कांत विभवः ।
भवः पातु भक्त प्रणय शरणोमां भवगतं ॥ १ ॥

कपर्दि चंड शोधनद परिपूज्य स्त्रिनयनः ।
त्रिशूली भव्येशो भवजनित दुःखौ घदलनः ॥
प्रभूः सर्वात्माश्च बहुरुपयुतः पंचवदनः ।
भवःपातु भक्त प्रणम्य शरणोमां भवगतं ॥ २ ॥

उदग्रो नंदीशः कमल भवपूज्यो नरवरः ।
विषं घोरं भोक्ता वसन रहितः पालन करः ॥

उमानाथो भागीरथि जलधरः काल भयदः
भवःपातु भक्त प्रणय शरणोमां भवगतं ॥ ३ ॥

जिताक्षः खट्वांगी डमरु हितो भस्म धवलः ।
गुरुः शर्वो रुद्रो जलज नय दक्ष दलनः ॥
प्रियो गुह्यः शुद्धो नगवति किशोरि धृत करो ।
भवःपातु भक्त प्रणय शरणोमां भवगतं ॥ ४ ॥

असुराणां हंता त्रिपुर प्रमुखानां बल निधिः ।
सदा पाता भक्तान् प्रथम परिगण्यैः प्रियकरः ॥
महाकालः सोमेश्वर रुद्रय कर्ता तिकरुणः
भवःपातु भक्त प्रणय शरणोमां भवगतं ॥ ५ ॥

विभूर्देवाधीशः करि पाति सुचर्मा व्रततनु; ॥
प्रसन्नास्यः कांता वचन शरणो भक्त शरणः ।
अनघो विद्याया रधिपतिर नेका कांति धरो ॥
भवःपातु भक्त प्रणय शरणोमां भवगतं ॥ ६ ॥

पिनाकी भूते शोगज वदन तातः सुगति दो ।
मखत्रता मुंडा वलियुत तनुनृत्य निपूणः ॥

पूराणः शितांशु शकल मुगटो मोहिनि रतो ।
भवःपातु भक्त प्रणय शरणोभां भवगतं ॥ ७ ॥

अहोहे विश्विश कतव माहिमा ज्ञान तमहा ।
क्वचाहं दारिद्र प्रबल वशगः पामर तमः ॥
परांदिनं शंभोतव चरण यूग्मे निपातितं ।
प्रभो पाहिबालं पुरुष ऋषभंमां करुणया ॥ ८ ॥

॥ श्री रस्तु ॥

મારા લઘુ બન્ધુ પુરૂષોત્તમ કુબેરજી શુકલે આ બાજા ભાગમાં પણ પોતાના રચેલા સંસ્કૃત શ્લોક મોકલ્યા છે. તેથી ઘણો હર્ષ થાય છે.

## મંગળાચરણ.

### મનહર.

પ્રભુતણા પ્રેમી અને, ગુર્જર ગિરાના ઇશ;
પ્રેમાનંદ કવીશને, નમુ કરજોડીને,
વ્યાસ અવતાર રૂપ, કળિકાળ બ્રહ્મ ભુપ;
ગુર્જર પ્રજાને જેણે, જ્ઞાન આપ્યું ગાઇને,
જ્ઞાન થયું ગુર્જરોને, પુરાણ પ્રાકૃત વાંચી;
ધન્ય કવી પ્રેમાનંદ, તેનું પુન્ય આપને,
પૂર્ણ કર્યું પિતા વચ, વલ્લભ સુકાવ્ય કરી;
ગુર્જર ગિરાને તારી, બુડતી જતી તમે, ૧

નરસિંહ પેઠે તમે, પ્રભુતણું ગાન કર્યું,
ધર્મ ગુરૂ તમે મહા, દેશહિત આગ્રહી;
ધર્મ ગ્રંથ વાત લહી, કાવ્ય કરે કવિ કોઇ,
આખ્યાન અનેક રચે, કાવ્યમાં ફરી ફરી;
રામાયણ ભારતમાં પ્રભુ ક્રીડા અનેક છે;
કિર્તન કરે જે તેનું, કાવ્ય બુધ્ધિ વાપરી;
શ્રેષ્ઠ કવિ તેહ ગણું, કાવ્ય તેની વાણી ગણું;
કરૂં કરૂં કાવ્ય આવા, રચુ રમુ તે મહીં. ૨

પ્રભુ પ્રેમે માગું આજ, વન્દુ વન્દુ વારંવાર,
ગુર્જર જનોનો અન્ધકાર નાશ પામજો,
વિદ્યા બાળ બહુ રૂવે, કોય નહીં સામુ જવે,
આવી અરસીકતા છે, પ્રભુ તેહ ટાળજો;
જ્ઞાનતણું દિવ્ય તેજ ગુર્જર ગિરામાં પડો;
ગુર્જર રસીક બની આનન્દે ઉરે વહો,
પામી આ અપુર્વ તેજ ગુર્જર રસીક બનો,
ઉર ઇચ્છા આવી પ્રભુ સદ્ય પૂર્ણ કરજો. ૩

'ભાઈશંકર કુબેરજી શુકલ.

॥ ॐ ॥

# हृदय रंग.

## द्वितिय किरण



# अर्जुन ऊर्वषी संवाद काव्य,

## ઉદ્બોધન.



દ્રુતવિલંબિત.

ગ્રહી ન સત્યવતી પ્રિય તાતની,
અડગ ધૈર્ય ધરી મન નિગ્રહી;
પ્રતનુ ભિષ્મ પ્રપુત્ર કિરીટીનું,
ચરિત વર્ણવું નાટક-છન્દશું 1

## અનુષ્ટુપ.

મહાત્મા વ્યાસની વાણી, અનન્ત ફળ દાયિની,
ચિત્તમાં ધારવાથી જે, મોક્ષદા સહુને થતી. ૨

---

## વંશસ્થ.

ગયા વને પાણ્ડવ સર્વ ત્યાગીને,
પૃથા સુભદ્રા સુકુમાર મૂકીને;
થયાં અરે દુઃખી મહાવનાન્તમાં
પ્રભુકરે રક્ષણ તેમનું સદા. ૮

ક્ષણે ક્ષણે દુઃખ દીયે અધર્મીઓ,
સહ્યા કરે પ્રેમથી સર્વ પાણ્ડવો;
હરી જવા દ્રૌપદી સિન્ધરાજને,
પ્રપંચથી મોકલીઓ મહાવને. ૯

કરી પરીક્ષા યમ શક્ર મારૂતે,
વને ભમાવ્યા પ્રિય. ધર્મ કારણે,
ધરી રહ્યા ધર્મ વિચાર ધારણે;
પ્રભુ કરી રક્ષણ ધર્મ જાળવે. ૧૦

### મન્દાક્રાન્તા.

રક્ષા કીધી બહુ બહુ સ્થળે પ્રેમથી વાસુદેવે,
જ્યાં જાએ ત્યાં વિજય કરીને આવતા પાંડવો તે;
નિશ્ચે તેને જય અહીં થશે, કૌરવો છો ફૂદેને,
જેને વ્હાલાં હરિહર પ્રભુ ભીતિ તેને શું હોયે.

## પ્રથમ સર્ગ.

## યુધિષ્ઠિર—લોમષ સંવાદ.

### શિખરણી.

યુધિષ્ઠિર—" મહાયત્ને જેણે બહુ સહી અવજ્ઞા નૃપકને,
ગ્રહી સર્વે વિદ્યા ગુરૂ ફળ માગ્યું પૂર્ણ વિધિએ;
ન જીતાયે કોથી રથી યદી મળે કૃષ્ણ રણમાં,
અહા તે અર્જુન દુર બહુ ગયો મૂકી દુખમાં ૧

ઠરી જેને મૈત્રી ત્રિભુવનપતિ સાથ અતિશે,
શરાર્થી તે ચાલ્યો શચિપતિ કને હર્ષ ધરીને,

રહો નિર્વિઘ્ને તે વિજય કરી આવો અમકને;
પ્રભુ એહું માગું તુજ પ્રિયસખાનું સુખતને ૨

વિવેકી વિદ્યાર્થી કદિ નવ અવજ્ઞા મુજ કરી;
ધરે આજ્ઞા મારી વણ કહી કરે પૂર્ણ મનથી;
અહો પ્યારા ભ્રાતા નિશદિન રડું છું તુજ વિના
નનિદ્રાકે અન્ન રૂચતું મુજને રે તુજ વિના, ૩

અરે કેદિ દેખું મુજ નયન હે! અર્જુન! તને,
બહુ સેવા મારી પિતુ ગણી કરી ધન્ય તુજને;
સદા લાવી આપે વન થકી ફળાહાર મુજને;
હતો હું નિશ્ચિંત તુજ વિરહથી હાં રડું હવે. ૪

## અનુષ્ટુપ.

મહાત્મા વ્યાસના વાક્યે, પાર્થને સ્વર્ગ મોકલ્યો;
શસ્ત્રાસ્ત્રો ઇંદ્ર પાસેથી, લાવીને જય મેળવો." ૫

(લોમષ આગમન)

(અર્ધ્યવડે પાદ પ્રક્ષાલન કરી લોમષ પ્રતિ.)

ઉપજાતિ.

" કૃપા કરી આપ અહીં પધાર્યા,
પવિત્ર આ સ્થાન થયાં અમારા;
કહો ખુશી છે સહુ આશ્રમે તો,
હુતાગ્નિમાં વિઘ્ન નથી હવે તો. ૬

ગયા હશો કૌરવ પાસ આપ,
ખુશી સહુ છે વડીલો અમાપ;
સુબન્ધુ દુર્યોધન છે ખુશીમાં;
વિદુર ધૃતરાષ્ટ્ર હશે ખુશીમાં. ૭

નથી દુઃખી ભિષ્મપિતા અમારા.
સુખી હશે તે શરીરેથી સારા;
કહો અમારે કરવું શું આંહીં,
દિનો અમારા વિગમે ન કાંઇ. ૮

ગમે નહિ અર્જુન વીણુ આંહી;
હશે ખુશી અર્જુન દુર કયાંહી,
રહો સુખેથી અહીં વિપ્રરાજ?
તમારી સેવા કરૂં દિન રાત, ૯

લોમષ—" સુખે કરે છે તપ પાર્થ બાળ,
પ્રસન્ન થાશે શિવજી દયાળ;
સુખે જશે ઇન્દ્રની પાસ પાર્થ,
રહો તમે નિશ્ચિંત ધર્મ રાજ ૧૦

ફરી ફરી હું બહુ આજ આવ્યો,
મળ્યો ન સત્કાર કહિય આવો;
વિદુરને ભિષ્મ બહુ દુઃખી છે,
" મળો તમોને જય " એમ કહે છે. ૧૧

દીધું તમોને દુઃખ પાપીએજે ,
થશે બધાં નાશ તમોથી નિશ્ચે:
મળો તમોને જય રાજ લક્ષ્મી;
થશે પ્રભુ સ્હાય સહિત લક્ષ્મી, ૧૨

તમે કરો તીર્થ હવે સુખેથી,
ફરો સહુ ક્ષેત્ર વિષે પ્રીતિથી;

સહુ સ્થળે હું તમ સાથ આવું,
ન વિઘ્ન આવે ભણું મંત્ર ખાંડું. ૧૩

દધીચિએ ઇન્દ્રની સ્હાયતા કરી,
કરૂં હું રક્ષા તમ રાનમાં ફરી;
હિમાલયે હર્ષથી સાથ આવું,
નડે ન શીતાગ્નિ કરૂં હું તેવું. ૧૪

---

## અનુષ્ટુપ.

યુધિષ્ઠિર—ભીમાદિ બાંધવો મારા, સર્વ તૈયાર છે અહીં,
તીર્થ યાત્રા મહા થાશે, આપ પુણ્ય પ્રતાપથી ૧૫
આખ્યાનો સર્વ સ્થાનોનાં, સુણી શું તમ મુખથી
ઘણાં વર્ષો વહી જાશે, આનન્દે વનમાં રહી. ૧૬

---

# સર્ગ ૨ જો.

## હિમાલયમાં તપ કરતાં અર્જુન સાથે ઇન્દ્રનો સંવાદ..

### શાર્દુલવિક્રીડિત.

ઈન્દ્ર—

" ધારી વલ્કલ શીર્ષ ઉપર જટા ભારી વધારી તમે
ત્યાગી વૈભવ રાજના વન વસ્યા ના દુઃખ લેખ્યાં ઉરે;
વારી અન્ન અનિલ ત્યાગી તપતાં શું હેતુ છે મનમાં,
આવા દુર્ઘટ ઘોર નિશ્ચલિત તે શાને તપો આદર્યાં ? ૧

જેને ભ્રાત યુધિષ્ઠિર વડીલ છે મારા સમા છે પિતા,
જેને વલ્લભ કૃષ્ણ છે પ્રિય સખા શું દુઃખ આવા લહ્યાં;
કાં વિષ્ણુ નહી મિત્રને દુખ સમે સંભાળ લેવા ધરે,
આવા ઘોર વને રહી તપ કરે શું કામનારે હશે. ૨

હો! મારા પ્રિય સુત! શું દુઃખ તને મારા પ્રતિ નિર્ખને,
આ તારૂં અતિ ઉગ્રવૃત્ત નિરખી થાએ મુને હર્ષરે;
દૈત્યો ભૂત પિશાચ્ય વિઘ્ન કરતાં તોયે નહીં તું ડગ્યો,
જોઉં છું બહુ નીરખી અહીં તને કયેમે ન તું તો ચળ્યો ૩

## ઉપજાતિ.

ઉતિષ્ઠ હે! વત્સ વૃથા ક્રમેછે, કરૂ શું તારૂં પ્રિય હું કહે તે
પૃથા યુધિષ્ઠિર સદા રડે છે. વિયોગ તારો બહુ દુઃખ દેછે ૪

સુખેથી ભાઈ વળ ઘેર પાછો, કહ્યું અમારૂં પ્રિય પુત્ર માનો
થઇ રહેશે સુખ શાન્તિ સર્વે, તમો પ્રભુને પ્રિયછો અતિશે" ૫

---

અર્જુન—(જાગ્રત થઇને)

" મળ્યું મને શું વર ભાગ્ય આજ, ફળ્યું મને શું તપ પૂણ્ય આજ,
અહો પ્રભુ! દર્શન ક્યાંથી આપ, થયો હવે દર્શનથી કૃતાર્થ" ૬

---

## દ્રુતવિલંબિત.

" નથી મને મમતા ગૃહ રાજ્યમાં
નથી મને મમતા ધન ભોગમાં,
નથી જય જ્યાં સુધી મે મમ ધર્મના;
સકળ નિયમ પૂર્ણ રીતે કર્યા. ૭

નિરમીઓ મુજ ધર્મ રાજ્યનો,
લડી કરૂં કબજો સહુ રાજ્યનો;
વિદુર વ્યાસજીએ અહીં મોકલ્યો,
કહ્યું મને શિવનું તપ આદરો. ” ૮

છન્દ—

“ કર પ્રસન્ન પતિ ગિરિજાતણાં
ગ્રહણ સર્વ ધનુર્ કરી લાવતું;
શાંખ મધુરકળા નટ નાટયની,
સમજ શસ્ત્ર કળા વળી અસ્ત્રની. ૯

પછી હરાવ તું કૌરવ યુદ્ધમાં,
વિજય રાજ્ય યુધિષ્ઠિર સોંપવા;
વડીલના વચને અહીં આવીયો,
કદી વળુ નહીં આંહીથી મણે હો ૧૦
કરૂં પ્રસન્ન ભવાની પતિ મહા;
તપ કરી અહીંથી જવું સ્વર્ગમાં. ”

## નારાચ છંદ.

ઇંન્દ્ર—

ભલે કર્યો વિચાર શ્રેષ્ઠ ધન્ય ધન્ય ધર્મજે,
મળો બધાં સુશસ્ત્ર અસ્ત્ર સ્વર્ગથી ભલે તને,
હું મોકલીશ માતલિ સુસારથી તુજ પ્રતિ;
પ્રસન્ન કર ભવાની નાથ અડગ વૃત્ત આદરી” ૧૧

---

## સર્ગ ત્રીજો.

### શ્રી કૃષ્ણ ચિન્તા અને નારદ ને પ્રતિબોધ.

### વૈતાલીય.

શ્રી કૃષ્ણ—

સ્રવંતા જળના પ્રવાહ જ્યાં, વળતા સર્વ નદી સ્વરૂપમાં
પડતા શિખરેથી ધોધ જે, મળતા પૃથ્વીતળે મહાબળે ૧
ઋતુ સર્વ વનસ્પતિ થકી, હરિતાક્ષી દિસતી જયહાં અતિ
રમતાં નિશદિન મેઘ જ્યાં, ગણી આવાસ હિમાલયે મહા ૨

દિસતો ગિરિરાજ સંનિધે, ત્રિપુરારિ સઉમા જહાં રમે;
હરિ ઉન્મત્ત ગહ્‌વરે વસે, બહુ ત્રાડે મન હર્ષ પામીને ૩

તરૂકુંજ બહુ અડી રહ્યાં રવિ, કીર્ણો વસુધા ન દેખતાં.
વહુતો તરૂ મસ્તકે મરૂત. નહિ વિશ્રામ મળે ભૂમિતળે. ૪

તરૂ મંજરી વાયુથી હસે, વસુધા ઉપર વિંજણા બને,
કહી ઉન્મત મેઘ વર્ષતા, ઉદધી રૂપ ગિરીન્દ્ર ધારતો. ૫

તપતો કિરીટી હિમાલયે, વ્રત ધારી વશ ઇન્દ્રિયો કરે,
ધરિ યોગ સમાધિ અર્જુને, દઈ કષ્ટો પીડતો શરીરને. ૬

જપતો શિવ એક શંકર, ગ્રહી મારૂત નિભાવતો ઘટ,
મનમાં બહુ દુઃખ થાય છે, વનમાં ભકત પીડાય હાયરે ૭

જગદીશ્વર પાર્વતી સહ, રમતાં ભકતનું દુખ વિસર્યાં,
પ્રિય નારદ ! જો તમે જશો; ગિરિતનયા પતિને જગાડશો

પ્રિય અર્જુન દુઃખથી છુટે, નિજ વાન્છા પરિપૂર્ણ તો થશે,
પ્રભુને વિનવી કહો તમે વર, આપો નૃપને મહામતે.! ૮

કહી એટલું ત્યાં તમે જુઓ વર કેવો નૃપ પામતો હવો,

નારદ—

"કરૂં પૂર્ણ વિઘ્ન તપ-શ્રિની, રિઝવું શંકર પાર્વતી પતિ,
દ્વય યુદ્ધ મચાવું યુકિતથી, ઘડી નીર્ખું બહુ ગમ્મતો કરી." ૧૦

## સર્ગ ચોથો.

### નારદ તાંડવ.

### નારાચ વૃત્તઃ

" ત્રિશુળ હુસ્ત ભૂષણં ત્રિનેત્ર શ્રી મહેશ્વરં
ભવાની રકત શું વિરકત સર્વથી અશેષજં;
સદા સમાધિ સાધનં વિયોગ યોગ સાધકં
નમામિ શંકરં શિવં અનન્ત પાપ પાવકં. ૧

શરીર ભસ્મ મર્દનં ભૂજંગ અંગ ધારકં,
વિશાળ ભાળ ચન્દ્રકં શ્રી કંઠ વિષ વાસનં;
અલકત નીલ શ્વેત શ્યામ રૂપકં સુરંગનં,
નમામિ શંકરં શિવં અનન્ત પાપ પાવકં. ૨

સત્વરજ તમાતિતં અખંડ સુખ સ્થાનકં,
ગિરીન્દ્ર ઇન્દ્ર હર્ષકં વિશેષ હર્ષ નારદં;

અનંગ ભસ્મ ધારકં રતિ સુ ભસ્મ યાચકં,
નમામિ શંકરં શિવં અનન્ત પાપ પાવકં. ૩

પ્રસન્ન દ્રષ્ટિ પાતથી જુઓ અભંગ તાંડવં,
પ્રસન્ન હો ઉમાપતિ દુઃખીત ભક્ત નારદઁ.
કરો સમાધિ દૂર આ કરો નહીં અનાદરં,
નમામિ શંકરં શિવં અનન્ત પાપ પાવકં, ૪

તપે અડગ્ગ વૃત્તથી પૃથા તનુ વિચારથી,
લહે ત્રિલોક સમૃદ્ધિ શું ભસ્મનાથ ભોળવી.
હવે ત્યજી સ્વસ્થાનકો સ્વસુર સામ્ય સેવજો,
નમામિ શંકરં શિવં અનન્ત પાપ પાવકં. ૫

## અનુષ્ટુપ.

શંકર—

અહો નારદ છે સત્ય, પાંડુ પુત્ર હરિ સખા,
ભજે છે મુજને ભાવે સ્થાન મારૂં હરિ જવા. ૬

હરાવું કરીને યુદ્ધ જોવું પરાક્રમ એહનું,
ત્યજાવું તપતો પાર્થ હવે હું યુધ્ધ આદરૂં. ૭

આર્યા.

નારદ—

દિનાનાથ દયાળુ મધુ સુદન પ્રભુ પ્રસન્ન છે તેને.
રાધાપતિ પ્રિયપાર્થ નવ દુભવજો કદી દંદ કાળે. ૮

## સર્ગ ૫ મો.

શિવાર્જુન યુદ્ધ.

મનહર.

કિરાત (શંકર)— (અર્જુન સમીપ જઇને)

વાળ બાંધી ધુળ ધાલી સ્નાન કર્મ ત્યાગ કરી,
લંગોટ વાળીને બેઠો ધુતારો આ કોણ છે?
નાક દાબી આંખ મીંચી પથ્થર પૂતળું બની
કોણ આહીં બેઠું જુવો જીવે કે મરેલ છે
લાવ એલી ! લાવ વેલી ! મદ્ય માંસ છાંટ આને
ઝટ લઉં ઉઠશે તો લુંટ ખુબ મળશે.

જો આ જાય દોડયું હરણ ઝટ લાવો તેનુ મણું,
મરેલ મૃગનું માંસ મૂકો આની પાસરે." ૧

## ત્રોટક.

અર્જુન—

'તપ ભંગ કરે અહીં કોણ મને વદી વેણ કઠોર નડે મુજને
મુજ સન્નિધ જો મૃગને હણશો તમને હઉં શાશન યુદ્ધ
કરો '

## યુદ્ધ વર્ણન.

## મનહર છંદ.

ત્રાડ પાડી પાર્થ ઉઠયો રૂઠયો મનુષ્યનો વીર,
સન્ધ્યા માલા ત્યાગ કરી ભેદયું મન ભીલનું;
સ્મર્ણ કર્યું ગાંડીવનું યક્ષવર આયુદ્ધનું,
ઉભા ઉભા યુદ્ધ માંડયું શંભુ મન ભાવતું.

ધર્મે દીપ -હૃદયમાં ધારેલ આયુદ્ધ હરેલ,
ઉજાળુથી આફળ્યો તે કરે યુદ્ધ ભીલલશું;
કોટી બાણ કોટી શાંગ કોટી શસ્ત્ર કોટી ગદા,
મૂકી મૂકી થાકયો પાર્થ ભીલ અંગના ડગ્યું. ૩

નાગબાણ મૂકયું જ્યારે નાગ તો વિંટાઇ વળ્યા,
હરે ફરે અંગપર ચડે શીર્ષે હર્ષમાં;
અર્જુન વિચાર કરે મન્ત્ર ખામી હોય રખે,
કેમ નાગ બંધ ત્રુટે બંધાય ન અંગરે.
પન્નગ ભૂષણ પ્રભુ ભૂષણ ધર્યાં શું શોભે,
ઈશ્વર શું યુધ્ધ કરે અર્જુન ન ઓળખે;
સામાં સામાં શસ્ત્ર મૂકે યુધ્ધ હતું દારુણ તો,
કુન્તાતણા કુંવર તો ક્રોધ કરી કુદતો. ૪

યુદ્ધ કરે ઉભા ઉભા ઉમાનાથ આનંદમાં,
અર્જુન પ્રાક્રમ જોવા બહુ વિધ લડતા;
ખાંડવ પ્રજાળનાર ક્રોધ કરી બાણ મૂકે,
સુખ ફાડી સર્વ ગળે ગણતી ગણાયના
એમ બહુ બાણ ગળ્યાં સર્વશાર અર્જુનનાં,
તોય નહિ થાકે રાય ભીલ સાથે લડતાં;

દોટ મૂકી ભીલ્લ નાથે અર્જુન ઉચકી લીધ,
સ્કંધપર ધારી તેને તાંડવ શું કરતાં. ૫

નૃત્ય કરે ગાન કરે અટ્ટહાસ વળી કરે,
વિદ્યાધર કિન્નર ગંધર્વ મળે વ્યોમમાં;
સર્વ દેવ સ્તુતિ કરે નમો નમો મહાદેવ.
પુષ્પતણી વૃષ્ટિ કરે પાર્થ મન યુદ્ધમાં,
વિરાટ સ્વરુપ શિવ અર્જૂન પિપીલિકા શું;
સ્કંધપર અર્જુનતો ખુબ ભરે બટકાં,
પ્રસન્ન થયા મહેષ "માગ્ય માગ્ય વરદાન"
સ્કંધથી ઉતારી પાર્થ સ્વદર્શન આપતાં. ૬

## મન્દાક્રાન્તા.

શંકર—

" દીઠું દીઠું તપબળ અને યુદ્ધ કૌશલ્ય તારૂં,
માગો માગો વર સુત હવે આપવા હું ઉભો છું;

શા? કાજે તું સ્વજન તજીને આમ બાળે શરીર;
તારા ભાગ્યે વિજય વરદા રાજ્ય લક્ષ્મી પ્રસન્ન ” ૭

અર્જુન—

“ ભ્રાતૃ મ્હારા વનમાંહી રહ્યા આપથી ના અજાણ્યું,
જાવા સ્વર્ગે પ્રસન્ન કરવા આપને આવીયો છું;
શસ્ત્રો લેવા વિજય કરવા ઇન્દ્ર પાસે જવું છે,
મેં ના જાણ્યું શિવ શિવ અરે! યુદ્ધ મેં શું કર્યું રે! ૮

પાદે નામું શિષ મુજ હવે રે! નમું વારવાર,
જાણ્યા બાળ નવ કળી શકયો શ્રી મહા શંભુનાથ!
સ્વર્ગે જાવા “પ્રતિ સ્મૃતિ” મનેરે બતાવો મહેશ!
બીજી ઇચ્છા નવ લવ મને એક છે એજ આશ” ૯

## ઉપજાતી.

શંકર—

પ્રસન્ન છું હું તુજ ભક્તિ દેખી,
સમર્પું લે આ શર દિવ્ય તેજી;

પશુપતાસ્ત્ર વિચિત્ર છે આ,
મરી જશે જેહ શિરે પડયું આ ” ૧૦

નહીં બીજી વાર તું પાસ રહેશે,
"પ્રતિ સ્મૃતિ" શીખવું લેહું આજે;
શચિપતિ સારથી આવશે ને,
લઇ જશે સ્વર્ગ મહીં તને તે. ૧૧

## માતલી આગમન અને સ્વર્ગારોહણ.

## સર્ગ છઠ્ઠો.

### મનહર.

વિજળી શું ચકમક ઘુઘરીયી ઘમઘમ
ચક્ર ગતિ ઠમ ઠમ સ્વર્ગ રથ આવે આ;
હેમ મય રથ છે આ વિશ્વકર્માનું કર્મ આ,
નમુનો બનાવ્યો જેણે મઘવાને માલવા.
સહસ્ર ઘુમટકર્યા સહસ્ર સુભટ માટ,
સહસ્ર અશ્વની રાશ માતલીના હાથમાં;

રત્ન હીરા મણી જડ્યા વાધ્યા તે શિખર ભર્યા
અગણિત રવિ જાણે રથમાં બીરાજીઆ.* ૧

ધ્વજ ફર ફર થાય ચક્ર મૃદુ સ્વર થાય,
આગળ પાછળ છડીદાર જાય ડોલતા;
એવો રથ પાર્થ પાસ આવી ઉભો અચાનક,
નમ્રવાણી કરી બોલ્યો સારથિ વિનયમાં,
"હે! નરેશ હે! અર્જુન રથ આરોહણ કરો,
સુરનાથે કહેવરાવ્યું આવો સીધા સ્વર્ગમાં" ૨

## શાર્દુલવીક્રીડીત.

માતલિ—

આવો સ્વર્ગ વિષે સુખે વિચરીને લાવો લીયો હર્ષથી,
તારા તાત સુરેન્દ્ર વાટ તુજની જુએ પૂરા પ્રેમથી;
મૃત્યુમાં નહીં સુખ દીઠું સ્વપ્ને તે સુખ આંહી લીયો,
પૂરા તુજ મનરથો કર હવે તું ઇન્દ્રને છું ગયો. ૩

અર્જુન—

હું આવ્યો નથી સુખ કાજ સ્વર્ગે છે એક આશા મહા;
શીખું શસ્ત્રકળા ગ્રહુ સકલ હું દિવ્યાયુધો સ્વર્ગના,
પૃથ્વીમાં મુજ દુશ્મનો બહુ વસ્યા તે સર્વ સંહારવા;
મારા ભ્રાત દુ:ખેથી મુક્ત કરવા સામ્રાજ્ય ત્યાં સ્થાપવા. ૪

માતલિ—

"જો જો સ્વર્ગની ખુબી તું નિરખીને આનંદ થાશે ઘણો;
શોભે વૃક્ષ લીલા સહુ સ્થળ વિષે પક્ષીતણો શોરશો!
ઊંચે અભ્ર સુધી અટારી અડકે સુવર્ણથી શોભતી,
જાણે કૃષ્ણ સુકંઠના મણી તણી માળા રૂડી ઓપતી ૫

રત્નોને મણીથી રચેલ કનકે આ કોટ છે સ્વર્ગનો,
જે રક્ષિત સુરોથી છે નરમણી! ત્યાં વાસ છે ઇન્દ્રનો;
પાસે નન્દન કાનન પ્રભુ તણી દેવેશ જેમાં રમે,
એવા દિવ્ય સ્થળો વિષે વિચરવા તું ભાગ્યશાળી ખરે. ૬

ગંધર્વો નિશદિન ગાન કરતાં ને કિન્નરો નાચતાં,
સર્વે દેવ કરાંજલી કરી કરી દેવેશને નામતાં;

જેની પાસ ગરાંગના વિનયથી નાના સુખો આપતી,
એવી દેવ સભા વિષે વિલસશે હે રાજ! તું આજથી" ૭

ઇંદ્રપુર પ્રવેશ.

## સર્ગ સાતમો.

### તોટક.

ધરી ધીરજ પાર્થ પળ્યો પુરમાં,
નવરંગથી રંગીત હર્મ્ય ઘણાં;
સુ મનોહર સંગીત સર્વ સ્થળે,
દુઃખશું! દુઃખ શું! નવ કોઈ કહે. ૧

તરૂ કલ્પ દીસે સહુ દ્વાર વિષે,
ઘટ અમૃતના સુર નારી ભરેઃ
કરી પૂજન કામ દુઘાતણું ત્યાં,
વળતી કંઇ કામિની મંદીરમાં. ૨

વળી કો ગૃહમાં સુર નારી મળી,
મધુરે રવ રાસ ક્રિડા રમતી;
નિરખી નર મને સહર્ષ થતું,
સુખના રસથી ઉભરાઇ જતું. ૩

નિરખી ગૃહ દિવ્ય વિલાસ તણાં,
ભ્રમ થાય ઘણા મન પાર્થ તણાં;
પણ ભ્રાત તણાં દુઃખને સમરી,
મન નિશ્ચલ તો નિરખે દુઃખથી. ૪

ઠમ ઠમ રથા રવ કૂદે પુરમાં,
સુર સર્વ નમે ગણી ઇન્દ્ર ગયા;
યુવતિ ગણી ઇન્દ્ર વધાવતી,
ત્યાં સહુ સેવક ઇન્દ્ર ગણી નમતા. ૫

સુત ઇન્દ્રતણું રૂપ ઇન્દ્ર સમું,
રથ માતલી દેખી સહુ ભુલતું;
સુરનાથ નિકેતન આવી ગયું,
રથથી ઉતર્યા શચિનાથ તનુ. ૬

# ઇન્દ્ર સભામાં અર્જુન.

## સર્ગ આઠમો.

### ગીતી.

ચિત્ર વિચિત્ર રંગથી રંગીત,
ઇન્દ્રાસનના મણીતણી જ્યોત્સના;
ભવ્ય ભુવનમાં ઝળકે,
આંજવી નાખે નયન મનુજ કેરા. ૧

કોટી રવિ ગણ પ્રતિભા,
પ્રતિ બિંબિત શું મણી એક સ્તંભે;
એવા અગણિત સ્તંભો,
વિધુત રૂપે ઉભા અતિ શોભે. ૨

ગીતધ્વની ગંધર્વો,
ઉંચે સુરે કરી રહ્યા રાગે;
અનલ અનિલ વસુ વરૂણ,
આદી દેવ સહુ નમી રહ્યા જ્યાંહિ. ૩

ઉર્વશિ રંભા આદી,
નૃત્ય કરે બહુ સુરેશની પાસે;

ગુરૂ સનકાદિક ઋષિવરો,
આશિષ આપે સુરેશને સ્નેહે. ૪

નારદ તુંબરૂં મુનિયો,
જય જય બોલે સુરેશને સ્નેહે;

ઇન્દ્રાસન અવલોકે,
માનવ નર જ્યાં સમીપ આવીને;
મઘવા મળવા માટે,
આસન છોડી ધસ્યા પુરા પ્રેમે. ૬

સભા જનો સહુ ઉઠયા,
વધાવી લીધો પૃથા તનુ પ્રેમે;
ઇન્દ્રાંકે બેસાડયો,
જાણે શશી રવિ પ્રકાશીયા સાથે. ૭

## વસંતતિલકા.

અર્જુન—

" કયારે મળું મુજ પિતા પ્રિય પાંણ્ડુને હું,
ઉત્સુક છું જનક દર્શન કાજ રે ! હું; !

આવ્યો અહીં સુધી મળું પ્રિય હું પિતાને,
હે નાથ ! તેં અહીં બતાવી દીધો મનેરે " ૮

ઇન્દ્ર—

" જો જો પણે નિરખતું તુજ પાંણ્ડુ તાત,
યજ્ઞ પ્રદાન પરો પુષ્ટ તનુ વિશાળ;
ઉઠયા તને નીરખીને તુજ પાસ ધાય,
પ્રેમે મળો ફરી ફરી પ્રિય પાણ્ડુ રાય. " ૯

પાણ્ડુ—(જોઇને)

હે પુત્ર તું અહીં સુધી દુઃખ વેઠી આવ્યો,
આવ્યો ભલે મળી મને બહુ હર્ષ આપ્યો.
શું ધર્મ ભીમ સહદેવ નકુલ ભ્રાત,
તારા વિના દુઃખ ધરે નહીં તે તું જાણ. ૧૦

કુન્તા તને વન મૂકી મનમાં રડે છે,
તું કાર્ય સિધ્ધ કરીને ઝટ ઘેર જાજે;
પામ્યો અનંત ફળ હું સુખ સ્વર્ગનાં આ,
જ્યારે તમે વિવિધ યજ્ઞ યજ્યા ભૂમિમાં. ૧૧

સત્કર્મ પૂર્ણ કરીને મળજો મનેરે,
ત્યાં સુધી પૃથ્વી તલમાં વસજો નકીરે;
શ્રી કૃષ્ણનો પરમ પક્ષ સમીપ રાખો,
રાધાપતિ ભજનમાં મન નિત્ય રાખો. ૧૨

દુર્યોધને દુઃખ દીધું બહુ જે તમોને,
તેથી ન હિંમત જરા મુકજો તમોરે.
શ્રી કૃષ્ણની તમ વિષે મનથી પ્રીતિ છે;
તે દુષ્ટનાં ક્ષય વિષે પ્રભુની મતિ છે. ૧૩

શંભુ કરી પ્રસન્ન તું અહીં ઠીક આવ્યો,
આ ઇન્દ્રના મન વિષે અતિશે તું ભાવ્યો;
જો જે નહીં વગર કારણ આંહી રેતો,
ભ્રાતા તણાં દુઃખ અહી નહિ ભૂલી જાતો. ૧૪

લે આપું આશિષ તને પ્રિય તારૂં થાશે,
શસ્ત્રાસ્ત્ર સર્વ લઇને અહીંથી તું જાશે;
થાશે યુધિષ્ટર તણું ચિરકાલ રાજ્ય,
શ્રી કૃષ્ણનાં ચરણ પંકજને ને પ્રતાપ.” ૧૫

ઇન્દ્ર — (ચિત્રસેન ગંધર્વ પ્રતિ.)

જો ચિત્રસેન ! અહીં અર્જુન તારી પાસ,
વિદ્યા કળા શિખવવા તુજ ઘેર રાખ;
સંગીત નૃત્ય શીખીને પરિપૂર્ણ થાય;
સર્વાંગ રાગ સહુ રાગણી જાણી જાય. ૧૬

તેને પછી શીખવજે સુર શસ્ત્ર વિદ્યા,
શસ્ત્રાસ્ત્ર સર્વ સુરની ભણી જાય વિદ્યા;
તેનું નહીં હલવજે મન કોઈ રીતે,
છે એ મુનિ નર તણા અવતાર પોતે. ૧૭

## સર્ગ ૯ મો.

### ઇન્દ્રની પ્રસન્નતા.

### ભુજંગી છંદ.

ભણે પાર્થ ગંધર્વ પાસે રહીને,
ફળાહારને ભોંય શય્યા કરીને;

તજયા વૈભવો સર્વ જે સ્વર્ગ માંહે,
સહ્યાચિત્ત બંધુ જનોની સમીપે. ૧

થયો એ સમે એક દારૂણ શબ્દ,
મળ્યા દાનવો ટોળટોળે અશંક;
લુંટે દેવના રત્ન સૂવર્ણ કોષ,
કરે વિઘ્ન યજ્ઞો તણી વેદી માંહ. ૨

અસંખ્યાત વાંતાપિ દૈત્યો ભરાયા,
શચિનાથ મંદીરને ઘેરી ઉભા;
થયો સર્વ સ્થાને મહા ઘોર નાદ,
કરે સર્વ દેવો મળીને વિષાદ. ૩

થયા સજ્જ સુરેન્દ્ર આયુધ ધારી,
યથા વત્ર સામે થયા વજ્ર ધારી;
થયો ઘોર સંગ્રામ દૈત્યો સહિત,
સુણ્યું અર્જુને તાત યુદ્ધે દુઃખીત. ૪

શચિને કહે પાર્થ પ્રીતે નમીને,
મને દ્યો રજા યુદ્ધમાંહી જવાને;

અસુરો સહુ સદ્ય સંહારી આવું,
પૂર્યો પિંજરામાં મને કેમ જાવું. ૫

શચિ—

નથી તેં દીઠાં દાનવો હે કુમાર !
અસુરો કરે માનવોનો આહાર;
અરે ! તું અહીં હોંશથી માંડ આવ્યો,
દુઃખી તું થતાં લાજ જાયેથી પૂર્યો. ૬

અર્જુન—

અરે ! હું નથી બાયલો આળસુ કે,
જુઓ પીંજરૂં તોડું આ એક બાણે;
મને યુદ્ધનો છે બહુ શોખ માત !
કરૂં યુદ્ધ એ માહરો ધર્મ ખ્યાત. ૭
પિતુ માહરા દુઃખ પામે રણાંગે,
પડ્યો હું રહું તો મહા પાપ લાગે;
મને દો અનુજ્ઞા જુઓ હું ઉડું છું,
જુઓ પિંજરૂં તોડી કેવો ઉડું છું. ૮

નથી માહરા શસ્ત્ર અસ્ત્રો દીઠાં તે,
હરાવ્યા ઉમાકાન્તને એક બાણે;
મને જો નહિ આપ આજ્ઞા કરો તો,
મુકું પાપ હું બ્રહ્મ હત્યા તણું એમ. ૫

## માલિનિ વૃત.

શચિ—

નહીં નહીં તનું મારા આમ થાયે શું આડો;
અગણીત સુથ દૈત્યો, એકલો તુંજ આડો. ૧

કટક બટક થઇજા તું, કહી પ્રાણ મારા,
નહીં નહીં મન આજે, ઇન્દ્ર સોંપી ગયા હા. ! ૨

સુરપતિ શરનું આ પીંજરૂં બાંધી બોલ્યા;
સુરવીર સુત ઇચ્છા રાખરો પીંજરૂં આ. ૩

અસુર સમર કાળે, યુદ્ધમાં તે ન આવે,
મનાવી મનાવી તેને રોકજે માનની તે." ૪

કહી કહી બહુ ચાલ્યા યુદ્ધ માટે સુરેશ,
પ્રિય તનુ ! નવ બોલો, યુદ્ધની વાત લેશ. ૫

મનુજ અસુર પાસે, કોળીઆે માત્ર એક;
કયમ કરી ઉર ધારે હામ; આવી છછેક. ૬

અર્જુન—

બસ બસ બસ બોલો, માં હવે મારો માત !
નહીં નહીં નહીં જાણો, માહરી ક્ષુદ્ર જાત. ૭

નહીં નહીં નહીં આપો, આપ આજ્ઞા હવે લ્યો;
તડ તડ તડ ત્રોડું પીંજરૂં, જોઇ લ્યો લ્યો. ૮

## ઉપજાતિ.

કરી મહા ગર્જન શંખ ફૂંકયો,
દશે દિશામાં ધ્વની નાદ ઝૂંકયો;
ચડાવી ગાંડીવ અવાજ મૂકયો,
તુટી પડયું પીંજર બાણનું તો. ૧

ધ્વજા ગ્રહી મારૂતિ આવી બેઠા,
કીરીટીના સારથિ કૃષ્ણ આવ્યા;
રણાંગણે અર્જુન છેક આવ્યાં,
અસંખ્ય મૂકયા શર તિક્ષ્ણ તાકી. ૨

થયો અતિ વિસ્મય ઇન્દ્રને તો,
કિરીટીનો યુદ્ધ પ્રસંગ જોતો;
અસંખ્ય બાણો મૂકતો સુવીર;
ભૂમિ પડયા દૈત્ય બની અધીર. 3

## મનહર.

દેવ સર્વ દૂર ઉભા અર્જુનનું યુદ્ધ જુવે,
પૃથા પુત્ર એક ઉભો દાનવના દળમાં;
માર માર ઠાર ઠાર, દૈત્યો પડે પાડી ચીસ,
હાહાકાર થઈ રહયો, દાનવના દળમાં.
મૂર્છિત થઇ કો પડે, કોનાં શિષ ધણું ઢળે,
કોના હાથ પગ ઉડે, અર્જુનના બાણમાં;
ગાંડીવ ટંકાર કરી, બાણ બહુ પાઠવતો,
હ્રદય વિંધીને બ્હાર નિસરે નિમિષમાં. ૧

મારી મારી ખુબ્ માર્યા, ઘણાં દાનવના યુથ,
વધે વધે બહુ વધે, બમણા ને બમણા;

મારી મારી પાર્થ જુએ, મનથી વિચાર કરે,
રૂધિર બિંદુ પડયાથી, થાય દૈત્યો બમણા.
ક્યમ કરી મરે સર્વ, પાર્થ મન દુ:ખ ધરે;
શત્રુ સર્વ બંધનમાં, સહે બહુ દુ:ખઘણાં,
હુંકાર કરીને ગાજ્યો, મારૂતિએ રવ પુર્યો;
ત્રિલોકમાં ત્રાસ થયો, દીકપાળ ડોલીયા, ૨

સ્મર્ણ કર્યા શંભુનાથ, ગાંડીવ ધનુષ ધર્યું.
કૃષ્ણને પ્રણામ કરી, દ્રોણ ગુરૂ વિનવ્યા;
વયો વૃદ્ધ ભિષ્મપિતા, તેનું પુણ્ય સ્મર્ણ કર્યું,
યુધિષ્ઠિર તણું પુણ્ય મુકયું એક બાણમાં.
મહેશ્વરે આપેલું જે પશુપતાકાનું શર,
ઝટપટ મુકયું તાણી; ક્રોધ આણી ઉરમાં;
શર સુસવાટ કરી, શણણણ ચાલ્યું જાય,
દાનવ શરીર બાળી ખાખ કરે ક્ષણમાં. ૩

એમ અસંખ્ય દાનવ બળી ગયા ખાખ થયા,
જેને અંગે અડયું તે તો રાખ થયા સેજમાં;
રાક્ષસ કોઇ ન રહ્યો, રહ્યો રાખતણો રાશી,
આનંદ દુંદુભી વાજ્યાં, જય સુર પુરમાં.

શક્ર સઘ મુક્ત થયા આવ્યા સર્વે પાર્થ પાસ,
સર્વે દેવ સ્તુતિ કરે ધન્ય ધન્ય બોલતા;
ઈન્દ્ર હર્ષે માય નહિ, પુત્ર રત્ન પામી અહા,
રાખું આને નિત્ય પાસ, એવું ધાર્યું મનમાં. ૪

ઇન્દ્ર (સ્વગત)—

સર્વ વિદ્યા સંપુર્ણ છે, નર તણો અવતાર,
વિષ્ણુ જેના દાસ થયા તેમાં હોય શું મણા;
ધીર વીર સુભટ આ નર ખરો નરેશમાં,
નારાયણ રૂપ જાણે, પ્રગટીયાં પૃથ્વીમાં.
રાખુ નિત્ય મારી પાસ, ભોળાવું ભામિનિ સાથ;
ભૂમિતણી ભ્રાંતિ મૂકે ભૂલે ભાન બ્રહ્મમાં,

(પ્રકાશ)—

અરે ! પ્રિય અર્જુન તું નિત્ય મારી સાથ રહે.
લાડ લડાવું અધિક, રાખું રંગ ચંગમાં. ૫

---

## ઉપજાતિ.

અર્જુન —

પિતા અહીંથી મુજને જવાદ્યો,
સુસાધ્ય કીધી સઘળી કળાઓ:
વિયોગ મારો બહુ દુઃખ દે છે;
ભ્રાતા વનોમાં બહુધા રડે છે. ૧

ઇન્દ્ર—

અરે સુખેથી અહીં રે તું ભાઈ,
વિયોગ તારો બહુ દુઃખ દાઇ;
કર્યો મને તેં બહુ તુષ્ટ આજ,
પ્રસન્ન છું હું વર કાંઇ માગ. ૨

વિચાર મૂકો ભૂમિમાં જવાના,
અનંત ભોગો સુખ સ્વર્ગના આ;
અહીં પિતા દર્શન નિત્ય થાય,
મનાવીશું પાંડવ ધર્મરાય. ૩

અર્જુન—

તમો થયા જો મુજથી પ્રસન્ન,
સમર્પજો એક વર પ્રદાન;
ભૂમિ વિષે હું મળું ભ્રાત માહરા,
રીઝું મળીને મુજ ભ્રાત પ્યારા. ૪

---

## ગીતી.

ઇન્દ્ર—

અરરર આશું માગ્યું,
ભ્રાતૃ સ્નેહ તો ખરો તેને પ્યારા;
થોડા દિન અહીં રહીને,
મળજે તારા સુબન્ધુઓ વ્હાલા. ૧

(સ્વગત)—

માધવી સતિ ઉર્વશને,
પઠાવું આજે કુમારની પાસે,

હાવ ભાવ તે કરીને,
મોહાવે તો રહે ત્રિયા પાસે. ૨

### ઉર્વશિ અને અર્જુન.

## શાલીની વૃત્ત.

ઉર્વશિ —

ગર્જે આજે મેઘ ચોમેર ભારે,
વારિ ધારા શૈત્યતા જો વધારે,
ભોંયે સુતા શું જરા શર્મ નાવે,
જો જો પાર્થ સજ્જ શય્યા સુવાને. ૧

ઇન્દ્રાણીને સ્નેહ તુંમાં ઘણો છે,
શા દુઃખે તું ભોંય શય્યા કરે છે;
સમૃદ્ધિ છે સાધ્ય તારા પિતાને,
શા ! કાજે તું દુઃખ આવા ધરે છે. ૨

તારી પાસે અપ્સરા સર્વ દાસ,
સમૃધ્ધિ આ સ્વર્ગની તારી પાસ;

હિસે છે તું કેમ આજે ઉદાસ,
લેને લાવો ભોગ ભોગવ્ય ખાસ. ૩

અર્જુન—

ભાતૃ મારા દુઃખ પામે ભૂમિમાં,
ત્યાગી નિદ્રા તે ફરે છે વનોમાં;
માતા મારી પુત્રને નિર્ખવામાં,
કાઢે છે ત્યાં સર્વ દિનો દુઃખોમાં. ૪

ઉપજાતિ.

વને રહે છે મુજ ભ્રાત પ્યારા,
સુતા હશે ભુમિતળે બિચારા;
કદી હું શય્યાપર પાદ ધારૂં,
ધિ:કાર તો સર્વ જીવિત મારૂં. ૫

કરે ફળાહાર સુબન્ધુ મારા,
અને હું મિષ્ટાન્ન જમું તમારા;
મુકું નીતિ ધર્મ વિવેક ત્યાગું,
ધિ:કાર તો સર્વ જીવિત મારૂં. ૬

મળ્યું નથી રાજ્ય ગયેલ મારૂં,
સંગ્રામમાં દુશ્મનને મારૂં.
સુખેથી નિદ્રા ક્ષણ જો હું ધારૂં,
ધિઃક્કાર તો સર્વ જીવિત મારૂં. ૭

ઉર્વશિ—

સુલભ છે પ્રિય! કામ દુધા તને.
સમીપ છે તરૂ કલ્પલતા તને;
નિરખ નિરખ કિન્નર નૃત્યને,
શ્રવણ તું કર કિન્નર ગાનને. ૮

સમિર શીતળ છે સુખદા અતિ,
રવ મધુર વિહંગમ ના અહીં;
વિવિધ ભોગ વિલાસ રમો રતિ,
વિગમ કાળ સુખે તજી કુમતિ. ૯

શીકર છે શીત આ જળ યન્ત્રનાં,
હરિત કાનન વૃક્ષની છાંયમાં;
નવલ સુન્દરી સાથ વિહારના,
મધુર ના વિગગ્યા ધિઃક તે જના. ૧૦

અર્જુન—

પ્રભુતણા પદમાં ચિત્તના રમે,
હરિતણા ગુણનાં ગીતના ગમે;
નવલ કૃષ્ણની સાથ વિહારનાં,
પ્રહર ના વિગમ્યાં ધિ:ક તે જનાં. ૧૧

ઉર્વશિ—

જલદ શીત ભયે પરિરમ્ભણ,
ભુજ લતા દૃઢ પ્રેમનું બંધન;
રજની પૂર્ણ થતાં રમણી સહ,
પ્રહર ના વિગમ્યાં ધિ:ક તે જનાં. ૧૨

અર્જુન—

જગત અધ્રુવને ધ્રુવ બ્રહ્મ છે,
મદન મોહ વિહાર અનિત્ય છે;
દુ:ખદ સ્ત્રી સુખ માની હરિ ભજે,
જીવિત તે નરનું નક્કી ધન્ય છે. ૧૩

ઉર્વશિ—

કનક વર્ણી અને પ્રિય વાદીની,
અલક પુષ્પ ભુજંગ મણીવતી;

નુપુર ઘોષવતી ગજગામિની.
ધિ:ક ન સેવી વૃથા ગઇ યામિની. ૧૪

અર્જુન—

શ્રી યુત કૃષ્ણ ચતુર્ભુજ રૂપમાં,
કમળ માળ ધરેલ સુ કંઠમાં;
રમત રાસ રતિ સહુ રાધિકા,
સફળ રાત્રિ રમે રૂપ ચિત્ત આ. ૧૫

ઉર્વશિ—

મદ યુવાન ઝરે તુજ અંગમાં;
સ્મર વિકાસ કરે તુજ રૂપમાં;
કર વિહાર અનુપમ સ્વર્ગનાં.
દિન વૃથા શીદ જાય જુવાનીના. ૧૬

અર્જુન—

જગતમાં દયિતા દુઃખ રૂપ છે,
સુખ વિલાસતણાં ક્ષણ માત્ર છે;
પ્રભુતણું ગુણ કિર્તન સત્ય છે.
અપ્રુર સુખ પ્રભુ તણી ભકિત છે. ૧૭

ઉર્વષિ—

જગતના તુજ સ્નેહી સહોદરો,
સહુ કરે અભિલાશ જ સ્વર્ગનો;
કયમ તું મૃત્યુ વિષે પડવા કહે ?
મૂઢ મતિ તુજ ભાસતી આ મને. ૧૮

અર્જુન—

સુખ બધું ગણું તુચ્છ હું સ્વર્ગનું;
અધિક છે સુખ બાંધવ સંગનું,
વડીલ દુઃખી અને સુખ હું લહું,
પુરણ કાર્ય ન થાય હુંથી કશું. ! ૧૯

ઉર્વષિ—

નહિ મળે ફરી આ ખ સુસ્વર્ગનાં,
ફરતું નન્દન કાનન હર્ષમાં;
યુવતિ યુથ લઇ તુજ સાથમાં,
કર તું વારી વિહાર નિકુંજમાં. ૨૦

અર્જુન—

ફરીશ કૃષ્ણની સાથ હું પૃથ્વીમાં,
મળીશ બાંધવને સુખ આપવા;

હણીશ દુશ્મન રાજ્ય વધારવા,
કરીશ ધર્મ હું ક્ષત્રીયના બધા. ૨૧

ઉર્વશિ—

જગતનાં જીવ મૃત્યુ થકી વશ,
અમર છે સહુ સ્વર્ગતણાં જન;
મરી મરી મળવું સહુને અહીં,
અહીં હવે સુક વાત ભુમિ તણી. ૨૨

અર્જુન—

સહુ જનો નહીં સ્વર્ગ વિષે રહે,
અમુક પુણ્યતણાં ક્ષયથી પડે;
નથીજ શાશ્વત આ સુખ સ્વર્ગનું,
અખુટ છે સુખ એકજ બ્રહ્મનું. ૨૩

ઉર્વશિ—

અહીંથી બ્રહ્મપુરી નથી દૂરરે,
અહીંથી સર્વ જનો શિવને મળે;
પ્રથમ માર્ગ મહા જન આ કહે,
શચિપતિ મઘવા નૃપ જ્યાં રહે. ૨૪

મદન મોહથી ઉન્મત્તરે બની.
ખળભળી પડતા બહુરે મુની;
ઘણીક વાર તું ભુમિ વિષે પડી,
કયમ ચડી નહિ બ્રહ્મપુરી સુધી. ૨૫

ઉર્વશિ—

ભુમિ વિષે મળશે નહીં સુખ આ,
અધર પીન પયોધર મર્દવા;
રૂપવતી નલી સુન્દરી કો મળે,
શત કૃતુ પ્રિયતા ઠરી જે વીશે. ૨૬

અર્જુન—

પ્રભુ મને પ્રિય છે ત્રણ લોકમાં,
વળી તમે સુરનાથ તણી પ્રિયા;
નવ કહો મુજને અવળી મતિ,
કરમ માહરૂં ભુલી ગયો નથી. ૨૭

ઉર્વપિ—

નિરખ નિરખ આ મુજ અંગનાં,
અવયવો પ્રફુલ્લિત બધાં થતાં;

રીઝવું હું તુજને કરને મજા;
પ્રસન્ન થા મુજથી કરૂં મુજરા. ૨૮

અર્જુન—

અધમ આ વચનો વદી શું ગયા,
જવું યુધિષ્ઠિર પાસ હવે કહો !!
સફળ કાર્ય કર્યું અહિં સ્વર્ગમેં,
ક્ષણ હવે વસવું નહીં આંહીં રે. ૨૯

ઉર્વશિ—

અતિ તનુ પટકુળ તજી દીધાં,
હવે કરો મુજ સંગ વિહાર હા. !
નર તનુ ! તમને નિરખી રહી,
પુરણ કામ કરો રમી પ્રીતથી. ૩૦

અર્જુન—

જનનિ છો મુજ આપ જરા જુઓ.
નૃપતિ વિક્રમ તે પિતુ માહરો;
પરણી વિક્રમના ઘરમાં રહ્યા,
મુજ શું સંગ કરો ધિઃક ધિઃક હા ! ૩૧

વળી તમે સુરનાથ તણી પ્રિયા;
સુરપતિ મુજ તાત ગણાય હા;
જનનિ માહરી હે નમુ આપને,
મુજથી દૂર રહો ધરી શર્મરે. ૩૨

ઉર્વશિ—

ફટ ફટ નર તું તજ પૌરૂષ,
બનતું વ્યંડળ હીન પરાક્રમ;
નહીં જરા નર ચિન્હ દીસે અરે,
શરીર માહરૂં જો અર્પ્યું તને. ૩૩

નેપથ્યે.

## શાર્દુલવિક્રીડીત.

હા! હા! આ અર્જુન છે નર મુનિ ને ઇન્દ્રનો અંશછે,
તેને શાપ ન હોય સંભવ કદી, જે રૂપનું સ્થાન છે,
શમ્ભુ થાય પિડીત કામ શરથી અર્જુન તેના ગણે;
કુન્તિ પુત્ર પ્રભુ સખા કિરીટીને કો શાપ દેનાર છે, ૩૪

ઉર્વષિ—

આ ઉભી તમ દાસી વિલ્હુણ બની મેં શાપ દીધો અરે,
આવો દઢ યુવાન નિશ્ચલિત તો કોઇ ન દીઠો ખરે;
દીધો શાપ અયોગ્ય સાહસ કરી નિવૃતિ કાંઇ કરો,
વા! વા! ઇન્દ્ર તનુ જીતેદ્રિય નર સહૂત્રમંથી ના ચળ્યો 35

ઈંદ્ર—

રે'વું ગુપ્ત ભુમી વિશે વિરૂપમાં આ રૂપ અજ્ઞાત છે,
લે આ અમ્બર જે ધર્યે શિરપર પુર્ન સ્વરૂપી થશે;
તારા ભ્રાત ભૂમી વિશે વિચરતા જા વાટ તારી જુવે,
સર્વે સિદ્ધ કર્યા મનોરથ રૂડા જા ધર્મને હર્ષ દે. 36

તારા ભ્રાત દુ:ખીત વાટ તુજથી જુવે પુરા પ્રેમથી,
જા તેને મળીને સુખી કર બધાં આશા પુરો તેમની;
થાશે તુજ પરાક્રમે ક્ષય બધા તારા રિપુ જે હશે;
દે'શે ચિરલગી યુધિષ્ઠિર તણું સામ્રાજ્ય પૃથ્વી વીશે. 37

---

## સર્ગ ૧૧ મો.

### શિખરિણી.

ભીમ—

" અરે ધર્માત્મા જો બહુ બહુ થતો હર્ષ મુજને,
સમાધિથી જાણ્યું વિજય કરી આવે નર અરે;
ધરો શાન્તિ શાન્તિ પ્રભુ પ્રિય સખા અર્જુન હવે,
સમીપે આ આવ્યો ઉઠો ઉઠો મળો પ્રેમ ધરીને. ૧

બતાવ્યું છે સ્વર્ગે અનુપમપણું પ્રાક્રમ કરી,
હરાવ્યા દૈત્યોને શતક્રતુ કર્યાં મુક્ત અહિથી.
સુતો ભોંય શય્યાએ સકળ સુખનો ત્યાગ કરીને,
થયા સર્વે તુષ્ટ ધન્ય ધન્ય કહે દેવ સરવે. ૨

વળી રામા આવી તુજ અનુજને મોહ કરવા,
પરન્તુ ના ફાવી અડગ રહી ઉભો નર મહા;
પછી પામ્યો શાપ અબુધ યુવતિ ઉર્વષિ થકી,
થયું સારૂં તેથી રવિ રૂપ રહે ગુપ્ત વનથી " ૩

---

## નારાચ.

સર્વે—

મળ્યા મળ્યા સુબન્ધુ પાર્થ હર્ષ હર્ષ વર્ષ તો,
ટળ્યા ટળ્યા તમામ દુઃખ શોક સર્વ નાસતો;
પ્રભુતણા પ્રતાપથી સમૂળ જાય આપદા,
રહો પ્રભુ પ્રસન્નરે અમારી ઉપરે સદા. ૪

શ્રી સ્તુ.

---



॥ ૐ ॥

# નરસિંહ મેહેતાની હરદાસ કથા

## માટે કરેલાં કેટલાંક કાવ્યો.

### તથા ગાયનો.



### ધનાશ્રી.

( ભાભીના અસહ્ય વચનો સાંભળતી વખતે )

નરસિંહ—

નારી બહુ બળવાન જગતમાં. (૨)
નયનો નચાવી નાથ નચાવે,
મુકાવે બહુ માન. જગત. ૧

ડાહ્યા પતિને તું ભરમાવે,
કરીને બહુ તોફાન, જગત. ૨

વશ વશ થઇને પુરૂષો વરતે,
દોષતણું તજી ભાન. જગત. ૩

નારી મહીં લપટલાણું જગત આ,
મોહ પામ્યું ભુલી ભાન. જગત. ૪

પૈસો હોય તો વ્હાલો બન્તું હું,
પૈસો દેખી દે માન. જગત. ૫

ભાભી મારા સમજણ રાખો,
રાખો નહિ અભિમાન. જગત. ૬

મેણાં ન મારો હું નથી ન્યારો,
મારો બેલી ભગવાન. જગત. ૭

---

( રાસ ક્રીડા નીરખતાં. )

ગીતી.

નરસિંહ—

નિરખું નિરખું નટવર,
નમન કરૂં છું નેહ ભર્યા નેને,

રાસ ક્રીડા રમવામાં,
    રામા રંગે રહ્યા રચી પચીને. ૧

વિઠ્ઠલ ! વિઠ્ઠલ ! વરદે !
    વર વનિતામાં વશીકરણ વાળા;
રાસલીલા રમનારા,
    છેલ છબીલા લટીયર છોગાળા. ૨

રાસ લીલા નિરખીને,
    મોહ થાય છે મને બહુ આજે;
વાહ વાહ હરિવલ્લભ !
    ધન્ય ધન્ય આ રસિક દર્શન છે. ૩

ઝાંઝર ઠમ ઠમ ઠમકે,
    બંસી સુર પટ -હૃદયતણાં કોરે,
નૃત્ય અલૌકિક થાયે,
    સુર હર્ષે સહુ પુષ્પ પ્રપાત કરે. ૪

ઇંદ્રાદિ નવ પામે,
    ઉર્વશિ આદી ન અપ્સરા જાણે;
મહા યોગી નહિ દેખે;
    દર્શન આવું અગમ્ય દિવ્ય રૂપે. ૫

ભાગ્યશાળી નર હું તો,
    તાર્યો તાર્યો ત્રણે તાપ હરીને;
કૃષ્ણ કૃષ્ણ પ્રીય ભાળું,
    આવું દર્શન રમે હૃદય મુજને; ૬

---

## ઉપજાતિ.

કૃષ્ણ—

રે ભક્ત શિરોમણિ માહરો તું;
પ્રસન્ન છું હું વર માગી લેતું.

---

## ગીતી.

નરસિંહ—

વર નટવર ! નહિ માગું,
    પ્રેમ લક્ષણા પ્રભુ ભક્તિ માગું;
રટણ કરૂં તમ નામો,
    તેહ વચન હું પ્રભુ પ્રિતે માગું. ૭

---

## ઉપજાતિ.

કૃષ્ણ —

જા પૃથ્વીમાં ગા મુજ રાસ લીલા,
જેવી દીઠી તેં અહીં પ્રેમ ઘેલા ! !
સંસારનાં દુઃખ થકી ન બ્હીતો,
ભાંગીશ પીડા સ્મરશે મુને જો. ૯

---

## લાવણી.

એક સમે મેતાજી બેઠા,
કૃષ્ણતણાં બહુ ગાન કરે;
વડીલ ભાઇ ત્યાં વહતા આવ્યા,
શ્રાદ્ધ પિતાનું કાલ અરે. ૧

પેટ ભર્યા જમવાને આગજે,
નાક કપાવ્યું તેં મારૂં:
ગાંડો ગણાયે ગામ મહીં તું,
નથી ઠામ કે ઠેકાણું. ૨

નર નારી બન્ને ઝટ ચાલો.
કામ કરો મુજ નારીનાં;
બેઠાં બેઠાં ખાવાનું મળે છે,
સંગ તજી દે બાવાના. ૩

---

નરસિંહ—

હશે ભાઈ ! હું રંક બાત છું,
કુળ મહીં નથી કાંઇ કાળું કર્યું;
મુજને વ્હાલા હરિહર વિઠ્ઠલ;
તેહનું ગાન હંમેશ કરૂં. ૪

---

## દીંડી.

રૂદન કરતી કરતી નરસિંહાની નારી,
કંઠ ગદ ગદિત વદતી મુખથી વાણી;

માણેકબાઈ—

" પતિ ! વડીલ ઘેર હું નહિ જમીશ, "
" કરો શ્રાદ્ધ કાલ મેણું ના ખમીશ. "

નરસિંહ—

હરિહર કરશે સ્હાય, ઘેલી નારી—હરિહર.
કનક વટાવી સિધુ લઈ આવું,
નોતરૂં સ્નેહી બધાય. ઘેલી.

વિધવિધ ભોજન વ્હાલો મારો,
આપશે આવી આપ. ઘેલી.

રક્ષા કીધી પ્રહ્લાદની તાતથી,
રાખશે મારી લાજ. ઘેલી.

વિનવી વિનવી વિઠ્ઠલ વ્હાલો,
કરીશ ભોજન તૈયાર; ઘેલી.

સહુ જન જમશે ચિત રાહુ ઠરશે;
ઉરમાં એવી હામ. ઘેલી.

રાખ ભરૂસો રાધા વરનો,
એ મારો સુન્દર શ્યામ ઘેલી.

---

શામળશાનું વેવીશાળ કરનાર દીક્ષીત ને નરસીંહનું ઘર સ્વર્ગ જેવું ભાસે છે. )

## ઇન્દ્રવિજય છંદ.

દિક્ષીત—

મંદિરની રચના અતિ સુન્દર,
ભવ્ય અલૌકિક મ્હેલ દિસે છે;
રત્ન હિરા બહુ ભીંત મણીમય,
તેજ પ્રકાશ બહુ નિસરે છે. ૧

બારીં અટારી સુવર્ણે બનાવીશું,
હેમ હિંડોળા ઘણાં ઝબકે છે;
નારી નૃસિંહની લક્ષ્મી સ્વરૂપ શું,
પુત્ર અનિરુદ્ધ જેવા દિસે છે. ૨

કૃષ્ણનુ ગાન અહોનિશ થાય છે;
ધન્ય ભૂમિ હરિ કિર્તન જ્યાં છે,
વૈભવ આમ સ્વરૂપ અલૌકિક,
કામતણો અવતાર તનુ છે. ૩

શ્રીફળ શામળશા કર મૂકવું,

જોડ બરોબર આજ મળી છે;
શામળશા જુઠી બધી સગાઇનું,
માગું કરૂં નરસિંહ ! હું આજે. ૪

## જાન વર્ણન.

### દીંડી.

જુગતે જાન જોડી જગતપતિ આવ્યા,
ભક્ત નરસિંહની સંગ પ્રભુ ધાયા;
કૃષ્ણ ઉરમાં ઉમંગ અતિ ધારે,
ઉમા સહિત શિવ જાનમાં પધારે. ૧

વિધિ સાવિત્રી સહિત જાનમાં પધાર્યા,
રિદ્ધિ સિદ્ધિ સહિત ગણપતિ પધાર્યા,
શચી સંગ લઇ શતક્રતુ પધારે;
પ્રભુ ભક્તનો મહિમા બહુ વધારે. ૨

સર્વ કિન્નરો સુનૃત્ય કરતા ચાલે,
ગાતી અપ્સરા ગંધર્વ ગીત મ્હાલે;

વિમાનો મહીં વિદ્યાધરો ફરે છે,
સર્વ દેવ કુસુમ વૃષ્ટિઓ કરે છે. ૩

લઇ જોગણી સહસ્ત્ર અંબીકાજી,
રમે હાસ વિવિધ ગણો પ્રભુ પ્રિયાજી;
દિવ્ય દુદુંભી વાજીન્ત્ર સર્વ વાગે,
એતો કુહતા પ્રભુ ગાનમાં ઉમંગે. ૪

અશ્વ રથ અનેક ઉષ્ટ્રને ગજ ઉભા,
દિસે સુરપતિની સ્વારી જેવી શોભા;
ભકત નરસિંહના હર્ષનો નહિ પાર,
જાય પુત્રને પરણાવવા કિરતાર. ૫

મામેરું.

(પામ્યો પામ્યો પટરાણી આવી હો (એ રાગ)

કુંવરબાઇ—

આવ્યા આવ્યા પિતા આવ્યા હો,
મારા શિમન્ત માટે શું લાવ્યા

સાસુ મારી બહુ સાલે છે,
નણદી નગણી મેણાં દે છે;
આવા વેશે કેમ આવ્યા હો ! મારા.

માંદા બળદને તુટેલ વેલમાં,
તુળશી દળને શંખ છે કરમાં;
આવા સગા કેમ લાવ્યા હો ! મારા.

માતા મરી ગઈ પિતા ન પ્રેમી,
દુ:ખીયારી કો નથી મુજ જેવી;
ચીર છાયલ નહીં લાવ્યા હો ! મારા.

આવ્યા તમે શીદ જનક હો પ્યારા;
નાગરને ઉપહાસ કરાવ્યા;
પાછા વળો તાત મારા હો ! મારા.

વડ સાસુની વસમી વાતો,
શું રે કહું તાત આપને તે તે
દમડી નથી કાંઇ લાવ્યા હો. મારા.

નાગર બેઠા મશ્કરી કરતા,

હાય! હૃદય આ ફાટે બહુધા;
અરે પિતા શીદ આવ્યા હો. ! મારા.

## ગીતી.

નરસિંહ—

અરર ? પુત્રી પ્યારી.
શીદ રડે છે વૃથા અવિચારી;
ખેદ ન કરતું વ્હાલી;
વિઠ્ઠલ કરશે સ્હાય નક્કી તારી. ૧

નથી પ્રેમી હું ઓછો,
વ્હાલી પુત્રી અધિક તું વ્હાલી;
શામળીઆ છે સંગે,
આકર થાશે કુબેરના ખાલી. ૨

મન માગ્યું તે દેશે,
રાખ ભરૂંસો રાધાપતિ કેરો;
કૃષ્ણ પ્રભુ પ્રીય મારા,
લાભ પુરૂષે થશે સફળ ફેરો. ૩

જે માગે તે દેવું;
કૃષ્ણ આવશે સુવર્ણ વાપરશે;
દુઃખી ન થા પુત્રી તું,
કૃષ્ણ પ્રભુનું ધ્યાન હૃદે ધરજે. ૪

---

( ઉના કકળતા પાણીમાં ટાઢું પાણી ન મળતા
મેતા મેઘ પાસે માગે છે ),

નરસિંહ—

## મલાર.

મેઘને મૂકો પ્રભુ આ સમે, વિનવું હું કરજોડી;
વેવાણે દુખ આપવા, કીધું હાસ્ય અમોથી,
સહાય કરો પ્રભુ માહરી, ભકતની લાજ રાખી. મેઘને

કૃષ્ણ પ્રભુ તુજ ભકતની, કિર્તી થાયે ન ઝાંખી;
સત્ય હશે મુજ ભકિતમાં,પ્રેરો મેઘ પ્રભુજી. મેઘને ૨

# લાવણી.

મેતાજી મંડપમાં બેઠા,
પાસે વેરાગી નાચેરે;
નાગરના બાળકને ગમ્મત,
ધુળ પથ્થર નાખી ભાગેરે. ૧

શંખ ફૂંકે ને તાલ વગાડે,
કિર્તન પ્રભુના ગાયેરે;
તુળસી દળને ગોપીચંદન,
એક બીજાને આપેરે. ૨

કુંવરબાઇ દેખીને રડે છે,
ઢોંગ ગણી સહુ ભાગે છે;
નરસિંહ તો સ્મરણ કરે છે,
રાધાવરને બોલાવે છે. ૩

( કોઇ સાચું દિલ જાુએ એ રાગ ).

## સ્તુતિ

નરસિંહ—

નમું કૃષ્ણ પ્રિય ! તુને
પ્રેમ રસ પ્રાછેરે ! તું એકલો;
પ્યારા પ્યારા કહી કરગરૂં તુજને,
તોય ન જાણે દાદ,
માખણ લેતાં લાજ ન આવી,
કયમ સુણે નહિ સાદ. નમું.

દ્રૌપદીના ચીર પૂર્યા,
કદી ન આવી તુટ;
શામળશા પરણાવ્યો પ્રેમે,
હવે પાડીશું તુટ. નમું.
અર્જુનનો રથ રણમાં હાંકયો,
કીધું નીચું કામ;
આવા કામો હું નહિ સોંપું,
સંતાઓ શું કામ. નમું.

# ભજન.

પ્રભુ નામ તારૂં રે મારા અંતરમાં ઉભરાય,
વિટંબણુ ટાળોરે.
અરે અહીં આવોરે જદુરાય. પ્રભુ૦

નાગર જન સહુ અહીં તહીં નાસે,
કરે બહુ ઉપહાસ;
લાજ નથી મારી ગઇ તેમાં,
થાયે ત્હારૂં હાસ. પ્રભુ૦
ભકત જનોને સ્હાય કરી બહુ,
તેવો નહી શું હું ?
મારે મન છે તારો ભરૂંસો,
મારે મન તું તું. પ્રભુ૦

મામેરામાં માળા લાવ્યો,
તે નથી તમથી છાનું;
જો નહિ ઉઠો આ સમયે તો,
મારી કાયા પાડું. પ્રભુ૦

## ત્રોટક.

પ્રભુ સદ્ય ઉઠયા ઝટ વસ્ત્ર ધર્યાં,
સુણી ભક્ત જને દુઃખમાં સમર્યા;
વર વેશ વણિક તણો ધરતા,
ઝુલણાં ઉર ર્‍હેરી પ્રભુ ફરતા.

## મનહર.

ઘુઘરી છે ઘમઘમ વાગે વાગે ઠમ ઠમ,
પાઘડી વણિક જેવી વાંકડી મુકેલ છે;
કાનપર કલમ છે છેડા તોરાં છુટેલ છે,
ફરરફર ફરકે છે પવન શું આથડે ૧
પ્રભુ કેરી પ્યારી બન્યાં વાણીયાણી રૂપવાળી,
ઊદ્ધવ અક્રુર જેવા ગુમાસ્તાઓ સંગ છે;
વસ્ત્ર અને રત્ન કેરાં ગાંઠડાનાં ગાડા ભર્યાં,
ધીમે ધીમે આવી પોચ્યા મામેરાના મંડપે. ૨

કૃષ્ણ—

નરસિંહ શેઠ મારા. નોકર હું તેનો ખરો,
કાગળ વાંચીને આવ્યો, નોકરી બજાવવા.

## આર્યા.

નરસિંહ—

ધન્ય ધન્ય પ્રભુ પ્યારા,
સાદ સુણ્યો તેં દુ:ખીત ભક્ત તણો;
વ્હારે આવ્યો વિઠ્ઠલ,
ભેટું આજે ધરી પ્રેમ ઘણો. ૧

અણુવાણે પગ આવ્યા,,
શોધ્યા લાધો નહિ મહા યોગે;
કોટી યુગ તપ તપતાં,
દર્શન દુર્લભ મળે નહિ મુનીને. ૨

હે નટવર પ્રભુ પ્યારા ?
આવ્યા આજે દાસ બની મારા;
રંક બનાવ્યો મોટો,
પ્રેમીજન છે પ્રભુ તને પ્યારા. ૩

## હુંડી.

### દીંડી.

ચાર તીરથ વાસી આવતા પુરીમાં,
હુંડી સાતસેં રૂપિયાની દ્વારકામાં;
કરી મશ્કરી સહુ નાગરે મળીને,
કહ્યું નરસિંહ લખી આપશે તમોને. ૧

( હુંડી લખ્યા પછી )

[પ્રેમનો કોલ દીઓ રાજકુમાર એ રાગ ]

નરસિંહ—

ભકતની લાજ રાખો મારા નાથ,
મેંતો આપને જાણ્યા તાત;
મેંતો આપને જાણ્યા માત. ભકત.

સાખી.

હુંડી લખી મેં હાથથી, શીકાર જો શ્રી નાથ;
રાખી ભરૂસો તાહરો, લીધા રૂપીઆ સાથ. ૧

પૈસા આપું દાનમાં, પરોપકાર કરાય;
મારે આશા તે નહીં, કાંઇ નથી મનમાંય ૨

શામળશાજી ! શેઠ બની, પોચ્યા દ્વારિકાપુર;
તિરથ વાસીને રોકડા, ગણાવજો ભરપુર. 3

## દોહરો.

ભકતરાજની આ સમે, રાખી પ્રભુએ લાજ;
રૂપિઆ પુરા આપીયા, કર્યું ભકતનું કાજ.

## ગીતી.

હેકતણાં મંદિરમાં,
મેતા ચાલ્યા પ્રભુ ભજન ગાવા;
નાગર ઠીખળ કરતા,
હરિજન પુઠે પડ્યા દુઃખી કરવા. ૧

નાગર નાત મળીને,
નરસિંહને નષ્ટ કરી કાઢયો;
પ્રેમ વિલાસી મેહેતો,
કૃષ્ણ પ્રેમમાં મચ્યો રહ્યો ન ડગ્યો. ૨

રે બહુ બહુ દુઃખ દેતા,
    સર્વ નાગરો મળી હરિજનને;
ઉરમાં ક્રોધ ન વ્યાપે,
    કૃષ્ણ ! કૃષ્ણ ! જય ! કહે સહુ જનને; ૩

કૃષ્ણનું નામ મુખે છે,,
    અન્યની નિંદા નથી કદા જેને;
કામ ક્રોધ જીત્યા છે,
    ધન્ય ધન્ય તે પવિત્ર હરિજનને. ૪

## ઢાંડી.

ભોજન માટ જાય નાગરો તમામ,
પ્હેરી પિતામ્બરો જતા કરી દમામ;
કરી તિલક ભસ્મ નાતમાં બિરાજ્યા,
ગરીબ નરસિંહને ગાળો દેઇ કાઢયા. ૧

પ્રભુ ભકતનું દુખ ઉરમાં ધરે છે,
નાગરો સહિત ઢેઢ ત્યાં કરે છે;
જુએ પાસ ઢેઢ અસ્થિ ખુબ ખાતા,
ઉઠયા નાગરો સહુ નવાઇ જોતા. ૨

વૃદ્ધ નાગરે કહ્યું ભક્તને દુભાવ્યા,
થયો કૃષ્ણ કોપ ભક્તને કહાવ્યો:
ભક્ત નરસિંહને માનથી બોલાવો,
મહા પુરુષ સાચો! દુઃખ મનું શમાવો. ૩

ગયા નાગરો નરસિંહ કેરે ધામ,
કહ્યું નાતમાં નહિ આવીયા શું કામ;
અમે વાટ જોઈ આપની વિશેષ,
ભક્ત આવતા ઉઠી જેહને ન કલેશ. ૪

## અનુષ્ટુપ.

નાતમાં જમવા આવ્યા,
પ્રેમ મૂર્તિ હરિજન;
ઢેઢ કોઈ નહિ દીસે,
હરિ લીલા હરિજન ! ૫

(હાર સમર્પણ માટે સ્તુતિ )

હોરિ.

દર્શન દ્યોને પ્યારે ! હો પ્રભુજી !
દર્શન દ્યોને પ્યારે,
મંડળીક નૃપ આ હઠ ધરી બેઠો;
આવવું જોશે તમારે,
લાજ બહુ રાખી તેં મ્હારી,
આ સમયે કયમ હારે;
હવે પડયું કયમ ભારે. હો.

મામેરૂં લઈ ઝટ તું આવ્યો,
હુંડી શીકારી મોરારે !
દમડીની એક માળા ન મળે,
અર્જ ઉરે નવ ધારે;
આવું નવ છાજે તમારે. હો.

ભીમ ભવાઇ કરે બહુ ભારી,
નિન્દા વધારી અરેરે !!
તે કયમ સહન કરી તું બેઠો,

ઉઠો પ્રભુ શું વિચારે;
હું મરીશ સવારે. હો.

---

*

(દયા દિલે ધારોરે, બીડું મારી ભાંગવા હોજી)

પ્રભુ ઉરે ધારોરે, વિનંતિ વિચારોરે;
રાધાનાથ સાંભળો હોજી.
પાયે લાગીને કરગરૂં છું દીનાનાથ. પ્રભુ.

સાખી.

કરગરવાથી જો તમે, નહિ માનો મુજ નાથ,
વાંક આપના હું બધા, બોલીશ હે પ્રીય નાથ !
રાધા સંગે શું સુતા લજ્જાનો કરી ત્યાગ,
ઊઠો હવે ઊઠોરે. પ્રભુ.

દુરજન દુઃખ દેવા થયા, તત્પર આઠે અંગ,
લાજ જશે તારી પ્રભુ, નિન્દાશે તુજ અંગ;
દશા આવી થઇ ભકતની, કરતાં તારો સંગ,
હદ થઇ હવે હાલોરે.—રાધાનાથ—પ્રભુ.

---

[ પામ્યો પામ્યો પસ્તાણી ] એ રાગ.

રાગ કેદારો મૂકયો હો,
મને હરિહર કેમ વિસાર્યો;
સાધુ બાવા બહુ બકબક કરતા,
નિન્દા મારી અગણિત કરતા;
નૃપને બહુ ભંભેર્યો હો. મને.

ગજને તાર્યો ગ્રાહ હણીને,
પાંડવ તાર્યા કૌરવ હણીને;
ભકત પ્રહલાદ ઉગાર્યો હો. મને.

માળા અરપો આ મુજ કંઠે,
પ્રાત; થશે તો પ્રાણજ જાશે;
જાશે મહિમા તારો હો. મને.

ખડગ ધરી આ રાજન ઉભો,
વિણ અપરાધે હરિજન દુભ્યો;
તોય તું કેમ ન ઉઠયો હો. મને.

પ્રેમી જનનો પ્રેમ તું જાણે,

જાણે, બીજા પ્રેમી જન જે;
અવર જને નહિ જાણ્યો હો. મને.

## શિખરણી.

શુણ્યો ઊંડો સાદ, ત્રિભુવનપતિ તત્પર થયા,
તુટયાં મંદિરોના ખળભળ થતાં દ્વાર પડીયાં;
દિસે મોટું તેજ. કુટિલ જનને મૂર્છિત કરે,
પ્રભુ પ્રેમી સર્વે, ખુશી ખુશી થઇ દર્શન કરે.

## કામણ દિસે છે અલબેલા (એ રાગ).

મંદિર દ્વાર ઉઘડીયાં,
પ્રગટ પ્રભુ પ્રીતે થયા રે;
સુંદર રૂપમાં રે. મન્દિર.

દડ દડ ઝટ ઉતરીયા હેઠા,
જઈ મહેતાજીને ભેટયા,

કંઠે આરોપી ત્યાં માળ,
પ્રભુગ્ય પ્રીતમાંરે.—સુન્દર—મન્દિર.

દીધા દર્શન દુર્લભ સહુને,
જુજવા જુજવા રૂપે રહ્યાને;
આવ્યા નૌતમ નટવર,
નરસૈયાના પ્રેમમાંરે.—સુન્દર—મન્દિર.

માતાએ કૃષ્ણને વન્દ્યા,
શ્રી રંગે પ્રભુ પ્રમાણ્યા;
રાજા દેખે છે શ્રી કૃષ્ણ
કૃતાન્ત સ્વરૂપમાંરે.—સુન્દર—મન્દિર.

પ્રેમીજન દેખે કૃષ્ણ,
રામા નન્દી શ્રી રામ;
સર્વે શૈવી જન તો.
શંકરનું રૂપ દેખતાંરે.—સુન્દર—મન્દિર.

મહેતા નરસિંહનો જય થાયે,
કિર્તિ તેની વધી જગ માંહે;
ગાયે ભાઇશંકર,
પ્રેમભરી આનન્દમાંરે,—સુન્દર—મન્દિર.

॥ શ્રી રસ્તુ ॥

# શ્વસુર મન્દિરે જતી નવોઢા.

---

## વસન્તતિલકા વૃત.

" આજે જશે શ્વસુર મંદિર બેન સાંજે, "
એવી મળી ખબર જે સખિને બધી તે;
આવી કરે અધિક હર્ષ વધાંઇ આપે,
" આજે પતિ મુખનું દર્શન બાઇ થાશે ? ૧

" યુક્તિ કરી પરખજો પતિ પ્રેમ ઊંડો,
ને આ વિશુદ્ધિ મુકજો પતિ પારખેજો; "
એવું કહે સહુ સખિ પ્રિય સુન્દરીને,
સંધ્યા સમે શ્વસુર મન્દિર ચાલતી જે. ૨

આભૂષણો ચળકતાં મણિ દિવ્ય જાણે,
વસ્ત્રો બધાં ફરકતાં સમિરે સહર્ષે;
જાણે જાતી નવલ યૌવન વાળી નારી,
જાયે સરસ્વતિ યથા પરણેલી બીજી. ૩

વાયુથી વસ્ત્ર ફરકે શુભ ચિહ્ન થાયે,
તેથી વધે મન ઉમંગ ઘણો સતિને,
બે સચંદ્ર મન વિચાર કરે છે શુદ્ધ,
જેણે પતિ સાથ અથાગ ધર્યો છે પ્રેમ. ૪

આલાપ તો નથી થયો હજી નાથ સાથે,
તેની સમક્ષ વદવુ કયમ તે વિચારે;
કિન્તુ અધિરી બહુ તે થઈ સુખ આશે,
જોયે તણાતી સુખદા સરિતા મહીં તે. ૫

પેર્યા બધાં વસન રેશમી ચકૂચકોત,
સોનેરી કોર ઝગતી મહીં મોતી હાર;
નાની કૃશાંગી યુવતિ પદ જોતી ચાલે,
શર્માતિ વાતુ કરતી સખિ સાથ શોભે. ૬

સર્વે સખિ ભગિનિ માતુ ગયા વળાવી,
ને સુન્દરી શ્વસુર મન્દિર માર્ગ ચાલી;
આનન્દમાં મન ગુંથાયું વિશેષ માર્ગે,
શું એકલી નહીં જતી યદિ લોક પૂછે;

"રસ્તો જશે કયમ કરી ઝટ આજ મારો ?"
થાયે અધિરી બહુ તે પ્રિય પ્રેમ જોતાં;

ચિન્તા ધરે સુખ મહીં (જે) ફરતું ઝરન્તું,
(તેમાં) અદ્રશ્ય થાતી સુખ આવરણે ગરતુ. ૮

આનંદની સરિતમાં ડુબતી જણાય,
આનંદ ઉત્સવ કરી કરી ચાલી જાય;
રસ્તે દીઠો દ્રશદ એક સુખે ડરયો જે,
તે દુઃખ નાહીં ગણતી સુખમાંહી હર્ષે; ૯

એ દાસ[illegible]નિષ્ફળ થયો સ્મર આપ આવ્યો,
જે છે અરિ યુવતિનો દુઃખ દે ખીજેલો;
આડો નડે સ્તનપરે પટકુળ ખેચે,
અદ્દયશ્ય વાળ પકડી સામો ઉભો રહે. ૧૦

" આ પંચ પુષ્પ શર હું હમણાં મુકું છું, "
એવું કહી કહી ફરે હમણાં મુકું છું
આ એકતો સબળ છે તુજ પ્રાણ લેવા,
'માટે દીધો સુખદ દાન વિલાસ વ્હાલાં.' ૧૧

પહોંચી શ્વસુરગૃહ પાસ પછી નવોઢા,
સંકોચી સાડી હરખે સુખમાં તણાતાં;
જાણે જતી સરિત સિન્ધુ સમીપ પ્રીતે,
વિચ્છીન્નગાત્ર સુખથી શતધા સ્વરૂપે. ૧૨

વારિધિને રતિ બતાવતી શું સરિતા,
પદ્માદિ સુમન વધાવતી પ્રેમ જાયા;
આ સુન્દરી પ્રથમથી સુ-મને સુખાશે,
વારં વધાવતી પતિ બહુવાર પ્રેમે. ૧૩

પોંખી લીધી યુવતિને નિજ શ્વશ્રુએ ત્યાં,
સર્વે થયાં મુદિત દેખી વધુ નવોઢા;
જોવા મળી યુવતિઓ વધુને સહર્ષે,
રાજી થતાં સહુ કહે સુખ ભોગવો એ. ૧૪

રાત્રીતણો સમય થાય નજીક જ્યારે.
તૈયારી થાય શયનાલય પોંચવાને;
શર્માતી જાતી અવરોધ શું છાની રીતે,
દેખી પતિ પ્રથમ તો થઇ સ્તબ્ધ પોતે. ૧૫

દેખી પતિ સ્થિર થઇ ધરી લાજ ઉભી,
જાણે વિધિ કરી ગયો પ્રિયસંગ આંહી;
રોમાંચ જાગ્રત થયા પતિ નિરખતામાં,
બોલ્યા વિના ઉભી ત્યહાં નવલી નવોઢા. ૧૬

દેખી પ્રિયા પતિ સમીપ સમીપ આવે,
તે સુન્દરી મિષ કરી ખસી જાય પ્રેમે;

" આવી છું આંહી મળવા મુજ સાસુ પાસ;
ને આપ કેમ દુઃખ દો મુજને અથાગ " ૧૭

શબ્દો સુણી ખુશી થયો પતિ પ્રેમ લાવી,
ભેટી પડયો સુતનુને શયને ધરાવી;

* * * *

કેલિ રમી બહુ વિધિ પતિ સાથ પ્રેમે,
પ્રસ્વેદથી થયું છે શાન્ત વપુ સરાગે. ૧૮

રાત્રિ વિતાવી કરી વાતુ રસે ભરીને,
પ્રાતઃ સમે ઉઠવું ના ગમતું જરીએ;
છે જેમના હ્રદય એક સ્વરૂપ ભિન્ન,
છે શુધ્ધ પ્રેમ જહીં તે જીવ ધન્ય ધન્ય;
સંસારમાં હ્રદય પ્રેમ અભેદ જાગે,
તો તેથી સર્વ હલકું જીવ મોક્ષ માટે. ૧૯



# વ્યોમ સિંધુ-રાજ્યરંગ.

## વિષમ હરિગીત.

રમ્ય આ આકાશના ધોળા રૂડાને ફુદતા,
મહીં તે રહેલા ઝાંખતા રાતા પીળા ને ચળકતા;
આ બધા અમ્બરતણું સૌન્દર્ય દેખી પ્રીતથી,
અનિમેષ હું અહનિશ જોઉં નવનવા રંગો ધરી     ૧

દ્વીપ જેવા કોઇ નાના કોઇ મોટા દિસતા;
ક્ષણમાં બધા તે વારીથી ઢંકાઈ જાતા શોભતા;
દિવ્ય લોકો જે રહે છે દ્વીપમાં તે અમર છે,
જે સર્વ નિસરે વ્યોમના ઉપવન વિષે ફરવા મિષે;   ૨

દ્વીપ સર્વે વારીથી થઇ મુકત નિજ રૂપ દાખવે,
તે માંહીના જન વસ્ત્ર અભિનવ દીસતા વર ધારીને;
નાવ સ્વચ્છન્દી ફરે છે કો સ્થળે કો થોભતા,
ક્ષણમાં ફરી ફુદૈડી ચાલે ડોલતાને નાચતા.     ૩

માંહી દીવ્ય પુરૂષ દિસે વાતુ કરતા હાસ્યમાં.
ચાકર હલેસા લઇ હલાવે વહાણ સર્વે મોદમાં;
જેમણે આ જગતમાં કામો કર્યાં છે પુણ્યનાં.
છે તેહુ સર્વે વહાણમાં અનુપમ સુખો તે માણતા. ૪

વહાણ સર્વે શોભતા જે છે બધા વિરંગી જો;
રાતા પીળા ને જામ્બુરંગી નીલ ને નારંગી કો;
સર્વ વહાણો વ્યોમ સિંધુમાં રહે છે ખેલતા,
અદ્દશ્ય થાયે પાપીને તેથી કહે કે કયાં ગયાં. ૫

મેઘ જ્યારે વ્યોમને ઘેરી લહે છે ક્રોધથી,
તે કાળ સર્વે દિવ્ય નાવો દિવ્ય લોકો બીકથી;
ઘેરથી નીકળે નહિ અદ્દશ્ય તેથી થાયરે,
ત્યારે ધુમે થઇ મેઘ ગાંડો વ્યોમ સિંધુમાં ફરે. ૬

કાળુ છે શું મુખ તેનું હાસ્ય નવ લાવે કદી;
ગાંભિર્યતા ધારી રમે તે વ્યોમમાં મંત્રી લઈ;
મન્ત્રી છે હુડુડાટ વાલો સાથ તે રાખી ફરે,
ને બેની વિધુતા પ્રતિ તે વાતુ કરતો વિલસે. ૭

જીતીયું છે વ્યોમનું હા રાજ્ય રૂડું મેહુલે,
તે સાંભળે જો સૂર્યને તો ક્રોધ બહુ મુખે ધરે;

કર પ્રસારે પકડવા ફાવે નહીં લગાર તે,
તેથી થતા સક્રોધ રાજા યુકિતઓ વિધવિધ કરે. ૮

મેઘરાજા મસ્ત થઇને માલતો શું ગોખમાં,
નિજ વ્યોમ સિન્ધુ રાજ્યનું રક્ષણ કરે છે વ્હાલમાં;
રાખી છાના વ્યોમ સિન્ધુના જનોને શોકથી,
શિક્ષા દીએ તે સર્વને કે " સુર્ય રાજા છે નહિ " ૯

સૂર્ય રાજા સુણી આવું ક્રોધ પામી આવતા,
અદ્દશ્ય રીતે વ્યોમના જનને જણાવી ચાલતા;
જોઈ આ વિરોધ મોટો મેઘ તો વ્યાકુળ બન્યો,
નિજ મિત્ર વાયુને બોલાવી કામ ઝટ નિજ સારતો. ૧૦

વાયુ આવ્યો મિત્ર તેનો સૂર્ય રાજા ભાગીયા;
સાથે મળ્યો હુડુડાટ વ્હાલો ખેલ ના બાકી રહ્યા;
વીજળી ફરસી લઇને સમણતી ચાલાકીથી,
હા!. દુશ્મનોને મારતી ને ક્રોધ હૃદયે ધારતી; ૧૧

બીકથી સહુ વ્યોમ લોકો કેમ ઘર મૂકી શકે;
સંતાઇને બીતા રહે સહુ વ્યોમના લોકો અરે;
મેઘરાજા મસ્ત રાજા હીંડતો શું ગર્વમાં,
પ્રિય રાજ્ય નિષ્કંટક મળ્યું તેથી રહે છે હર્ષમાં, ૧૨

શાલ સાળુ પ્હેરીને સંધ્યા સતી હર્ષે રમે,
નિજ વ્હાલી સખિયો સાથ લઇને વ્યોમમાંહી નીસરે;
તૃપ્ત થાતી તે ખરી થોડા વિહારે સુન્દરી,
ને સદ્ય તેને લેઈ જાતી માવડી જે શર્વરી. ૧૩

કાળી કુડી શર્વરીથી મોહ પામી મેહુલો,
નિજ સાસુ જાણી સોડમાં આવી ભરાતો મેહુલો;
મેઘ કોઠો પ્રેમથી ઠપકો દીયે છે સાસુને,
"મુજ વ્હાલી સન્ધ્યા કેમ તું લઇ જાશ વ્હેલાં આવીને

ખેલ આવા નિત્ય કરતો મેઘ બહુ હર્ષે રમે,
પણ વ્યોમના લોકો બહુ મુંઝઇ રડેછે સર્વરે; !
સહન કરતાં સર્વએ આ મેઘ ની કુદષ્ટિને,
કંઈ યુકિતઓ જડતી નથી ઝટ દુર કરવા મેઘને. ૧૫

ભીરૂતાની સાથ સાહસ વૃત્તિ અન્તે આવતી,
તેથી મળ્યા સહુ વ્યોમ લોકો ઉગ્રતા ઉરે ધરી;
મેઘરાજા હાંકી કાઢી સુર્ય રાજા સ્થાપીઆ,
ને સુર્યરાજા આવી બેઠા રાજ્ય સિંધુ વ્યોમમાં. ૧૬

વિજય તોરણ શક્રશારને બાંધીયું બહુ હર્ષથી,
વિધવિધ રંગે વિલસતું તે વ્યોમ માંહે વિજયથી;

વિજય સર્વે વ્યોમના આવાસમાં વ્યાપી રહ્યો.
આનંદ ઓચ્છવ સર્વ સ્થાને વ્યોમ લોકે ઉજવીઓ. ૧૭

વ્યોમ લોકો નાવમાં બેસી ગયા પ્રભુ સુર્ય જ્યાં,
આપી મુબારકબાદી ને કરી પુષ્પ વૃષ્ટિ હર્ષમાં:
દિવ્ય કન્યાઓ બધી ગાતી મધુરાં ગીતડાં,
નિજ નાવમાં બેસી જતી પ્રભુ સૂર્યજીને પોંખવા. ૧૮

મોતીથી કો, પુષ્પથી કો. અક્ષતેથી કન્યકા,
પ્રભુ સૂર્યને સહુ પોંખથી ગાતી મનોહર ગીતડાં;
એમ સાદર સૂર્યનો અભિષેક કરીયો વ્યોમમાં,
ને રાજ્ય જાણે રામનું છે તેમ છે સહુ હર્ષમાં. ૧૯

અભ્યુદય આ રાજ્યનો અનુપમ થયો છે વ્યોમમાં.
તેથી રહે સહુ સુખમાં ગાયે મધુરાં ગીતડાં;
પુત્ર શાણો સૂર્યના જે ચન્દ્ર બહુ શોભીત છે,
તે રમત રમવા આવતો લઇ મિત્ર ટોળું રાત્રીએ. ૨૦

વ્યોમના લોકોતણાં સહુ બાળકો ત્યાં આવતા;
તેમાંહી મોટો ચન્દ્ર સહુને ગોઠવે છે રમતમાં;
સૂર્ય રાજા જ્યાહરે અવરોધમાં જાતા ફરી,
ત્યારે રમે સ્વચ્છન્દ રીતે બાળકો હોંશે કરી. ૨૧

મિત્ર વૃન્દ અસંખ્ય છે સહુ ગાન ગાયે નાવમાં,
ને ચંદ્ર તેજસ્વી અહા ! શું ગાન ગાયે માધુરા;
મધુરી વિણા પ્રેમથી પોતે વગાડે નાવમાં,
જે ચાલતું સ્વચ્છન્દ રીતે વ્યોમ સિન્ધુ વારિમાં. ૨૨

આખી રાત્રિ રમત વિધ વિધ રમે સર્વે બાળકો,
વળી થાકીને ચાલી જતા નિજ વાસમાં કોઈ બાળકો;
હર્મ્ય તલમાં બેસીને સહુ વ્યોમ લોકો રાત્રીએ.
નાટય આદિ રમત પુત્રોની જુએ શાબાશી દે. ૨૩

મેધનો જે મિત્ર વાયુ ખટપટો ઉંડી કરે,
તે સૂર્ય સાથે ઘુસવાને યુક્તિઓ વિધ વિધ કરે;
ભોળા રવિને ભોળવીને સચિવ પદ તે પામીયો,
સ્વાતંત્ર્ય વાયુ પામીને મન્ત્રી થયો તે સૂર્યનો. ૨૪

વ્યોમના દ્વિપો મહીંજે વૃક્ષ લીલા ઝુલતા,
તેની કહી નવજાય શોભા, વાયુ ખેલ રમે ત્યહાં;
વાયુને છે વૃક્ષ વ્હાલા ને લતા વ્હાલી ઘણી,
તેથી રમે તે સાથ રોજે હર્ષથી ઉન્મત્ત થઇ. ૨૫

વૃક્ષની શું હાર શોભે માંહ્યથી સ્વર નીસરે.
બુલબુલ કોયલ મયુરને ચકલા ઘણા ચીસો કરે;

રાગ તીણા કાઢતું ચંડોળ પક્ષી શોભતું,
ને કોકિલાનો સુર જાણુ વાંસળી વાગે મૃદુ. ૨૬

મયુર વાલો મેઘને તેથી રહે છે ચુપરે,
પણ કો વખત તે હર્ષથી સંભારતો રે' મેઘને;
વ્યોમના વન આમ ગર્જીત વાયુને આનંદદા,
ને લોકના સુખ કાજ તે રાખે નહીં ચિંતા જરા. ૨૭

કુસુમધન્વા શસ્ત્ર લઇને બેસતો ઉપવન વિશે,
જો કોઇ આવે બાગમાં તો બાણ નાખે તે પરે;
સ્ત્રી પુરૂષનાં લગન થાયે વ્યોમમાં આનંદમાં;
ઉત્સવ અનુપમ થઇ રહયો સર્વે સ્થળે શું વ્યોમમાં. ૨૮

વાયુ તો દરકાર રાખે રાજની નહિ કાંઇરે,
રાત્રિ દિવસ ઉપવન વિષે આનંદમાં ફરતો ફરે;
સૂર્યને થઇ જાણુ તેથી ખેદ મનમાં બહુ થયો,
ને રાજ્ય પોતે જાતથી કરવું હવે નિશ્ચય કર્યો. ૨૯

સૂર્ય જાણે રાજ્ય મારૂં જાય છે ઘડીએ ઘડી,
તે માટ આજે સખ્ત થઇને વરતવું મારે નક્કી;
તેથી લોકો માહરા મુજ બીકથી ડરતા રહી,
આજ્ઞાનુસારી સર્વ થાશે રાજ્ય નહિ ઉખડે કદી, ૩૦

સર્વ વાતે સૂર્ય સાખે સખ્ત બંદોબસ્ત રે,
ને વાયુ મન્ત્રી સાથ લઇને વ્યોમમાંહી વિચરે
આનંદમાં નહીં ભંગ પોચે દુઃખ કો પામે નહિ.
એવી રીતે આ રાજ્યમાં વાયુતણું ચાલે નહિ. ૩૧

વાયુ વિચિક્ષણ પૂરો છે તેથી તે યુકિત કરે,
થાવું સ્વતંત્ર હવે શી રીતે મેઘ આવે તો બને;
મેઘને એણે કહાવ્યું સૂર્ય સાથે જાઊં છું;
ત્યારે લઈ તમ સૈન્ય આવો રાજ્ય પકડો વ્યોમનું. ૩૨

આમ કાવતરૂં કરેલું કેમ જાણે સૂર્યરે.
અજ્ઞાનતાથી વાયુની સાથે ગયા ફરવા મિષે;
વાયુ લુચ્ચો સૂર્યને બહુ વાતમાં સપડાવતો;
ને મિત્ર જાણે હોય વ્હાલો એવું એવું બોલતો. ૩૩

મેઘ વાંસેથી લઇને સૈન્ય આવ્યો વ્યોમમાં,
ને સૂર્યને અદ્રશ્ય રીત ઘેરી લીધા બાથમાં;
કપટી વાયુ મેઘની સાથે ગયો ને ભેટીયો,
ને સૂર્યને કહ્યું આવું છું આવું કહીને નાસીયો. ૩૪

આવી રીતે રાજ્ય ચક્ર ફર્યું મેઘ થયા નૃપ,
પ્રતિ વર્ષે હા હા! આવી રીતે રાજ્ય બદલે વ્યોમમાં;

આવી આવી કલ્પના સૂતો કરૂં મેદાનમાં;
આકાશની લીલા નિહાળી હર્ષ પામું મનમાં; ૩૫

## વસન્તતિલકા.

રાત્રી થશે દીન જશે વળી રાત્રી થાશે,
જાશે ઘણા દિવસ માસ વિશેષ જાશે;
વર્ષો જશે વય થકી નહીં તોય જાશે,
સૃષ્ટિ લીલા રમી રહી મુજ ચિત્તમાં જે. ૩૬

---

## "એમી"ની અવદશા.

સ્કોટના કેનીલવર્થ માહેનાં એક અંગ્રેજી કાવ્ય ઉપરથી.

### વંશસ્થ-ઉપજાતિ.

નિદાઘ રાત્રે પડતી તુષાર,
અને શશી સુન્દર વ્યોમરાજ;
દિવાલ "કમ્નોર" ગૃહની દિસે છે,
રૂપેરીન ઓાક તઇ ઉગ્યા જે.

પ્રવૃત્તિવાળા જીવ શાન્ત દિસે,
નહિ ત્યહાં શબ્દ જરા સુણાયે;
પરન્તુ દુઃખી સુવલ્લી નિસાસા,
મૂકે ત્યહાં એકલી એક મે'લમાં- ૨

મૂકી મને આ તરૂ કુન્જ સોંપી,
પડી અહીં કુસ્થળ ગુપ્તમાંહી;
ગયો અરે શું કસમો કહ્યાં શાં,
વદ્યો તું શબ્દો પ્રિય પ્રેમના શાં. ૩

કરી ગતી ઉત્સુક પ્રેમી જેવી,
(પણ) પ્રિયા નવોઢા નિરખી ન આવી;
મરૂં જીવું તે સમ સર્વ તારે,
ભીતિ મને અહો! કઠોર ભારે. ૪

પિતા ગૃહે હું સુખમાંહી રે'તી,
નહી કદી ત્યાં થઈ આવી સ્થિતિ;
દીઠું નહીં દુઃખ અશુધ્ધ પ્રેમે,
થયો નહિ ત્રાસ અસહ્ય બીકે. ૫

પ્રભાતમાં હું ઉઠતી પ્રમોદે,
બહુ ખુશી પક્ષિ કુસુમ દીઠયે;

જ્યહાં રહે પક્ષી મધુર ગાતું,
જતી બહુ કંટક ઝાડીમાં હું. ૬

બધી હસે જો તુજ રાજ્ય સુન્દરી
ગણી મને સુંદરીમાં નજીવી;
શું કામ તું તે ગ્રહમાંથી લાવ્યો.?
ગણાતી હે અલિ! હું શ્રેષ્ટ ત્યાં તો. ૭

## શિખરિણી.

અને જ્યારે પ્હેલાં, મુજ કર પ્રીતિ માટ મથતો,
અહા ત્યારે કે'વા વચન પ્રિય બોલી બહુ જતો;
અરે ચૂંટી લીધું ફૂળ ગરવથી પ્રાપ્ત કરવા,
પછી નાંખી દીધું કુસુમ કળી જેવું સડી જવા. ૮

હવે હા ! વિસાર્યું પણ વળી અવજ્ઞા બહુ કરી;
ગુલાબી સુકાણું કમલિની શું જાણે ખરી પડી,
પરન્તુ જેણેરે ! સ્તુતિ કરી વખાણી બહુ ખુશી;
ખરે તેણે અન્તે વિકસિત ખુબીને દુર કરી. ૯

જુઓ જ્યારે પીડા દુઃખદ બની દુઃખી બહુ કરે,
મૃદુ પ્રેમીને જો કટુ વચન સામા કદી મળે;

અરે ત્યારે મીઠી અતિ મધુર ખુબી જતી રહે,
કહો ત્યારે કયેમ, ફુલડું બહુ તોફાન સહશે? ૧૦

વળી રાજ્યાવાસે, સુરત રતિ પ્રાધાન્ય સુણ્યું છે,
જયહાં સર્વે નારી, અતિ સ્વરૂપ વાળીજ વિલસે;
વળી પ્રાચી દેશે, યુવતી ફુલડું સૂર્ય છજવે,
બધી તે આ પાસે, ફીકી ફીકી પડે રૂપ લજવે. ૧૧

વળી જ્યાં ગુલાબ, કમળરૂપ ઇર્ષ્યા મન કરે,
તજી આવા કયારા, કયમ અહીં મળ્યો અલિ ! કહી દે;
ભભકાવાળા પુષ્પો, સમીપ કદી જાઉં કુસુમ હું,
અરે ત્યારે ઝાંખા, ફીકી પડી જતી છાંય સુજશું ૧૨

ખરે ગ્રામો માંહે, ખુબસુરત હું માત્ર નીકળું,
અરણ્યે એરંડો, નૃપ જયમ ગણાયે ત્યમ રહું;
ભલે તે લોકોએ, વશ કદી કર્યું આ મન હશે !
અને માન્યું હોયે, મુજ સ્વરૂપ તો અદ્વિતિય છે. ૧૩

પરંતુ હે પ્યારા! કહું નહીં હું જો કાંઇ ભુલતી,
અરે શું લોભાણો; રતિ સરસ રૂપે વિમુખ થૈ;
અપેક્ષા શું તારે, મુગુટ ભભકે રાજ્ય કરવા,
અરે તેથી ત્યાગી ગરીબડી, પ્રિયા તારી અબળા. ૧૪

પરંતુ હું તો, રે દલિલ કરૂં છું, લીસ્ટર ! ફરી,
અતિ દુઃખીને તો ખચિત રડવું શું પડી રહી;
ખરે તેં શામાટે, પરણી વળી આ ગ્રામ્ય કુંવરી,
હુતી જો કે તારે, ફુટડી નૃપની કેઈક કુંવરી. ૧૫

## ઉપજાતિ.

સ્તુતિ કરી નમૂ ખુબી તણી આ,
અને દીધી કેમ સુકાઇ જાવા;
કર્યું પરિ રમ્ભણ કેમ પ્યારા,?
પછી મૂકી કાળ બધા શું રોવા.! ૧૬

મેદાનમાં ગ્રામ્ય કુમારીકાઓ,
મને કરે નીચી નમી સલામો;
સ્પૃહા ધરે રેશમી સાડી દેખી, ૧૭
દુઃખી મને તે ન ગણે કદાપી.

જાણી શકે નમ્ર શું બાળીકા તે,
સુખીસ્થિતિ તેમની કેટલી છે;
ઉંચી સ્થિતિ માટ મળે નિસાસા,
પ્રમોદ પામે મન તોષવાળો. ૧૮

સુખી હું થોડી બહુ તેમનાથી,
સહ્દા પડી ઓગળવું વ્યથાથી:
સહે બહુ કોમળ રોપ જ્યારે,
જુદો થશે મુળથી તીવ્રવાયે. ૧૯

કઠોર ! હે અર્જ ! હું કેમ વેઠું;
એકાન્તનાં દુ:ખ વિચારી જો તું;
જુએ મને સેવક ગર્વી ત્હારા,
કરી બહુ ક્રોધ લવે નઠારા. ૨૦

દુ:ખો હું આંહી ફરૂં છું સકંપ,
શુણું છું હું ગ્રામ વિનાશ ઘંટ;
આવી કહે સેવક ચક્ષુવક્ર,
"સમીપ આવ્યું તુજ કાળ ચક્ર." ૨૧

અરે સુખી ગ્રામ્ય જનો સુવે જ્યાં,
પડી રહુ એકલી ત્યાગમાં ત્યાં;
રડું હું જો કોઇ ન છાની રાખે,
નહીં અહીં બુલબુલ કંટકેજે. ૨૨

શિશીલ શકિત થઇ આશ નાશે,
શુણાય છે ઘંટ કઠોર તોયે;

આવી કરે સેવક સૂચના ત્યાં.
સમીપ આવ્યો તુજ કાળ બાળા. ૨૩

દુ:ખે રડે છે થઈ ખીન્ન બાળા.
ભયાપ્ત કમ્નોર ગૃહ શાન્તતામાં;
મૂકે નિસાસા બહુ ચિત્ત વિંધે,
પછી વહે અશ્રુ સરોત વેગે. ૨૪

અરૂણ ઉગ્યા હજી જયાં નથી ત્યાં,
ભયાપ્ત કમ્નોર ગૃહશાન્તતામાં;
ધણી શુણી વેધક ચીંસ ત્યારે.
વિનાશની રાડ ભીતિથી ભારે. ૨૫

વિનાશ ઘંટ ત્રણવાર વાગ્યો,
હવા થકી શાન્ત અવાજ આવ્યો;
મહેલ "કમ્નોર ગૃહ"ની નજીક,
ફેફડાવી કાગે ત્રણ વાર પાંખ. ૨૬

ભસ્યા ઘણા શ્વાન શું ગામ પાસે,
પડયા લીલા ઓક કપાઇ નીચે;
અશુભ આ દુ:ખ કલાક જયારે,
થઇ દુ:ખી સુન્દરી લુપ્ત ત્યારે. ૨૭

હવે નહીં તે ગૃહમાંહી થાય,
ખુશાલીના ભોજન હર્ષ નૃત્ય;
વસી ભીતિ તે ક્ષણથી જનોમાં,
પિશાચ "કમ્નોર ગૃહ"માં ભરાયા. ૨૮

જુએ બીતી ગ્રામ્ય કુમારીકાઓ,
રૂચીર "કમ્નોર ગ્રહ" રમ્ય કુંજો
તજે લીલી પ્રાચીન તે દિવાલો,
નહિ કરે નૃત્ય વિલાસ લ્હેરો. ૨૯

## દોહરો.

જે જે પાન્થ અહીં મળે, કરતાં મનમાં ખેદ;
"એમી"ની આ અવદશા, શુણતાં વેંત રડેજ. ૩૦
જ્યાં જ્યાં જાતા તે જુએ, તે કમ્નોર મહેલ;
ભુતાવળ તેમાં વસ્યું, એવો રાખે વ્હેમ. ૩૧



# કપટ સીતા.

(નેપથ્યે—રામ રૂદન.)

## શિખરિણી.

“અરે! સીતે! સીતે! કયમ નહીં દીસે આ સ્થળ વિષે,
અરે તારે માટે કનક મૃગ લાવ્યો નિરખને;
ગઇ કયાં શે! છુપી ? ઘડી નવ રહે ધીરજ પ્રીયે;!
મળીને દે હર્ષ તુજ વિરહ આપે દુઃખ મને. ૧

ગઈ શું હા પ્યારી ! અસુર વળી શું રે હરી ગયો,
મહા દુઃખી હું તો યુવતી અહીં મૂકી દૂર ગયો;
ન જોવાયે નીચું વળી નજર ઉંચી કયમ કરૂં,
ભુમિ શ્વશ્રૂર મારી રવિ કુળપિતા શું મુખ ધરૂં.” ૨

ઉમા—

શુણો ધ્યાન હે પ્રિય શંભુનાથ, !
દુઃખીત છે કોઇ મનુષ્ય નાથ-
સુખી કરો તે જન દુઃખ ટાળી;
દયા કરો શંકર ? હે ! કપાળી ! ૩

મહેશ્વર—

નથી પ્રિયા તે નર કે મનુષ્ય,
નથી પ્રિયા તે દુઃખ કે દુઃખીત;
સાક્ષાત વિશ્નુ પ્રભુ રુપ રામ,
કરે લીલા માનવ કેરી રામ. ૪

## માલિની.

ઉમા—

નહીં નહીં નહીં હોયે રામ કે વિશ્નુ આવા,
દુઃખ દુઃખ શીદ આવા તે ધરે છે નકામા,
વન મહીં રખડે છે ને ત્રિયા કો હરે છે;
નહીં નહીં નહીં માનું હોય વિશ્નુ ખરા તે. ૫

કર મહીં ઝળકે છે વિશ્નુને દિવ્ય ચક્ર,
સકળ જગતને તે બાળવાને સમર્થ;
અધીર બની રડે શું ખોઇને નીજ નારી,
અતુલીત બળ હોયે વિશ્નુને હે સ્મરારિ ! ૬

મહેશ્વર—

થઇ તને વિકૃતિ આજ આવી,
થશે તને પ્યારી અનિષ્ટ ભારી:
જગત્પિતા બ્રહ્મ સ્વરૂપ રામ,
અનાદિ આત્મા પ્રભુ એહ માન. ૭

સદા રટું હું પ્રિય રામ નામ.
સ્વરૂપ તેનું મુજ ચિત્તમાંહ્ય;
તપસ્વીઓનું તપ રામ નામ,
અનન્ત છે તે પર બ્રહ્મરામ. ૮

જેને વિધિ ચાર મુખેથી ગાય,
મુનીંદ્ર સર્વે જશ જેહ ગાય:
મારા સમા છે બહુ દાસ તેને;
હે સુન્દરી ! તું તજ મૂઢતાને. ૯

ઉમા--

મને શંકા થાયે બનું કપટ સીતા સ્વરૂપ હું,
રીસાતી હું જાઉં, નહિ ભુલી જશે રામ મુજ શું ?
પછી જો તે જાણે ગણું, ગણું ખરા આપ વચનો;
નજાણે તો મિથ્યા, મુજ પતિ થકો કો વધી શકયો. ૧૦

## શાર્દૂલ.

ધારી વલ્કલ અંગ ઉપર રૂડા, સીતા બની સુન્દરી;
પેરી ઝાંઝર પાદમાં ઠમ ઠમી, ચાલ્લી ઉમા ઇશ્વરી;
સેંથા કુમ્કુમ ચન્દ્રકે વિલસતો, આસ્ય પ્રભા ચાન્દની,
મોહાવે મન માનુની મનુજના, માયા મહાદેવની. ૧૧

ઝીણું વસ્ત્ર શરીર શું લપટીયું; સૌન્દર્ય શું વર્ણવું.
ધાર્યું કુસુમપાત્ર એક કરમાં, પુષ્પો થકી જે ભર્યું;
બીજા હસ્તની અંગુલી અધરથી, વાતુ કરે હાસ્યમાં,
આવું ચિત્ર વિચિત્ર રૂપ ધરીયું, સીતા તણું સેજમાં. ૧૨

જેની માત વસુંધરા ભગવતી, સાક્ષાત જે અંબિકા,
જેનું વર્ણન વાલ્મીકી બહુ કરે, તેમાં શું હોયે મણા;

આવું રૂપ અલૌકિક કપટથી, સીતાતણું ધારીને,
આવ્યાં રામ સમીપ નેન નચવે, શંભુ પ્રિયા તે સમે, ૧૩

દીઠા રામ સબાન્ધ્ય રૂદન કરે, ત્યારે સતી શું કરે,
ઓઠીંગી તરૂ ડાળને હુલાવતી, પત્રો ધીમેરે ધીમે;
જાણે વેલ વિંટાઇ વૃક્ષપતિને શું લાડ ઝાઝાં કરે,
નીચું મુખ કરી કટાક્ષ કરતાં, શું હસતાં આદરે. ૧૪

## દ્રુતવિલંબિત.

દક્ષ રવે દૃગ રામની ઉઘડી,
નિરખી સુન્દર જાનકી દુરથી;
પ્રભુ વિચાર કરે મનમાં પછી,
કપટ સીત (!) શિવા મળીયાં નકી. ૧૫

રામ—

જનનિ હે ! જગદંબન ! સાંભળો,
• કરી કૃપા અહીં આપ નકકી રહો;
મુજ પ્રિયા ગઈ ક્યાં મુજને કહો,
સુતતણું દુઃખ માત ! ઉરે લહો. ૧૬

શિવ વિના નીકળ્યાં કયમ એકલાં,
મુજ પિતા શિવ શું દુરરે રહ્યાં,

જનની આવી અહીં સુતને મળો,
ફરી અમે તમ સેવન જો રહો, ૧૭

## ગીતી.

કપટ સીતા—

ન ઊમા ન શિવા રામ !
હું છું સીતા ભુલી ગયા કેમ;
બાહુ વાહુ છો શાણા,
એક ઘડીમાં થશો અરે વેમ. ૧૮

કંચન મૃગ ઝટ લાવો,
લક્ષ્મણ મૂર્છા મટાડી સજજ કરો;
ચાલો પમ્પા સરમાં,
સ્નાન કરીને પરિશ્રમો ટાળો. ૧૯

રામ—

અરર એ શું બોલ્યા,
જનની છો હું શિવા ! તમે મારા;
શંકર કરશે કોપ,
અસત્ય વાણી મુખેથી શું બોલ્યા. ૧૦

નમન કરૂં હે ! અંબે
    સાહ્ય થજોરે ભવાની મહામાયે;
શંકર યોગથી જાણી,
    વાટ જુએ છે તમારી આ સમયે. ૬૧

## ઉપજાતિ.

ઉમા થયા લુપ્ત સ્વરૂપ ત્યાગી,
ગયા પ્રભુ સન્નિધ્ય કોમળાંગી;
દીઠા પ્રભુને અતિ તપ્ત ક્રોધે,
ઉભા ઉભા કામિનિ કાય કંપે. ૬૨

શિવ—

અસત્ય વાણી વદી કેમ નાર, ?
કરૂં છું તારો અહીંથી હુ ત્યાગ;
થઇ તને વિકૃતિ હે ભવાની,
પ્રભુ વિષે વેમ ધર્યો શું નારી. ૬૩

હિમાલયે હું તપ આદરૂં છું,
અદીઠ થારે ! યુવતિ કહું છું;
પુનર્ભવે પાણી ગ્રહીશ તારો,
અસત્ય સર્વે મનથી નિવારો. ૬૪

હતી મહાકાળી થયા વિકારી,
અસત્યથી દુઃખ થયું વિચારી;
સુણો સહુ સુનરને સુનારી, !
અસત્ય વાણી વદશો ન કોઇ. ૨૫

## વરશ્યો વરસાદ વસન્ત વિષે.

(પાદપૂર્તિ.)

### તોટક.

વ્રજપુર ડુબ્યું ધન શું કરતો, ?
પ્રિય ચાતકનો કોણ મિત્ર થતો; ?
સ્મર કે સમયે મદમત્ત થશે, ?
વરશ્યો, વરસાદ, વસન્ત વિશે, ૧

રસ પૂર્ણ ક્ષિતી નિરખી શું કહો, ?
જળ સર્વ સ્થળે નિરખી શું કહો; ?
તરૂ કે સમયે નવ વસ્ત્ર ધરે,
વરશ્યો, વરસાદ, વસન્ત વિશે.

ન પડે વરસાદ વસન્ત વિશે.
મધુ માસ વિશે બહુ સૂર્ય તપે;
કવિ કોઇ બની મુઢ બોલી જશે,
" વરશ્યો વરસાદ વસન્ત વિશે " 3

કળિયુગ હળાહળ હાલ થયો,
વરષા મહી મેઘ નહીં વરશ્યો;
થયું માવઠું લોક સહુ ગણશે,
વરશ્યો વરસાદ વસન્ત વિશે. ૪.

પતિ મુકી પ્રિયા પરદેશ ગયા;
નિશદિન રહે વિરહે વનિતા;
દગ દેખી ભર્યાં જળ દાસી વદે;
વરશ્યો વરસાદ વસન્ત વિશે. ૫.

પતિ સાથ રમે રતિ ચૈત્ર સમે.
પરિરમ્ભણ પ્યારી કરે પતિને;
ઉર સ્વેદથી ન્હાય પતિ શું કહે, ?
વરશ્યો વરસાદ વસન્ત વિશે. ૬

તરૂપત્ર ધરે નવલાં નવલાં,
ખીલતાં ઋતુરાજ સમે અધિકાં;

બગીચા મહીં માળી ખુશીથી કહે,
વરશ્યો વરસાદ વસન્ત વિશે. ૭

## જગતજનુનિ જગદંબિકા કને કાલાવાલા.

### શિખરિણી

ધરૂં છું માળા તિલક કરૂં છું કેશરતણાં,
પ્રભાતે નાહીને શિવ પુજન માંડું છું સુખમાં;
ઘણા સ્તોત્રો કેરાં સ્વર કરી કરૂં પાઠ પળમાં,
અને ચંડિકાના સ્તવન કરૂંછું નિત્ય ઘરમાં. ૧

ભણું છું જે મંત્રો લઘુ ગુરૂતણો ભેદ નગણું.
ભણું છું જે સ્તોત્રો શુદ્ધ અશુદ્ધ શબ્દો નવ કળું;
કરે માળા ટાંગી મુખ થકી કરૂં છું રવ રૂડો,
અને મારૂં મન ક્ષણ નહીં ઠરે યત્ન કરૂં જો. ૨

લહી પુરી છુટ મન અલગ સ્વચ્છન્દ ફરતું,
હજારો વિચારો મન કરી રહ્યું હું કરૂંય શું;
ઘણી વાચ્છા થાયે મુખથકી ભણું સ્તોત્ર સુખદા;
ભણું છું તે સાથે મન બહુ ભમેછે જગતમાં. ૩

સહુ લોકો કહે છે ફુળ નહીં મળેઆમ કરવે,
અહુંં જો ના મન અશુધ્ધ પથમાં પિન્ડ પડશે;
વળી કોઇ કહે છે અશુધ્ધ સ્તુતિ પાઠો ઉચરતાં;
થશે નિશ્ચે હાની દુખ બહુ થશેરે સ્વજનમાં. ૪

અરે અંબા માતા જગતજનતુની મેર કરજો;
કને ઉભો બાળ બક બક કરે તેહ શુણુ જો,
નથી શકિત હુંમાં ક્ષણ પણ નહીંરે ઉભી શકું;
પડી પાયે લોહું રૂદન કરૂં છું તે નિરખતું. ૫

તુટયું તુટયું બોલે સુત અબુધ રાખે ન પરવા,
પરન્તુ માતા તો સમજી ઝટ જાયે વચનમાં;
તહા હે જુગતમ્બે તુજ સ્તુતિ કરૂં છું અબુધ હું,
ધરી પુરો પ્રેમ પકડી મુજને ઉર ધરતું. ૬

કદી મારા ઓષ્ટ્રે તુજ સ્વરુપનો શબ્દ ચડશે,
થશે તે શબ્દેથી મુજ હૃદયમાં શુદ્ધિ અતિષે-
ભ્રમન્તા જે પ્રાણ સ્થિર બની જડાશે હૃદયમાં
અને મારૂં મન ઝટ મળી જશે બ્રહ્મ રૂપમાં. ૭

ભલે ખોટું બોલું મન બહુ ભમે છો જગતમાં,
મલીનાવસ્થામાં મલીન થઇ ઉભો રહું કદા;

પરન્તુ હે માતા તુજ સ્તુતિ મહીં નામ રટતો,
ગમે તેવો મારો રવ સુણી ઉઠો સ્હાય કરવા. ૮

## દિપોત્સવી અને ચંદ્રા.

### તોટક.

જન આજ દિપોત્સવીના દિનમાં,
ઉર ધારી ઉમંગ ફરે પુરમાં;
વિધ વિધ તણાં કરી અન્ન રૂડાં,
જમતાં મળીને પ્રિય સ્નેહી સગાં. ૧

ધરી વસ્ત્ર ઉરે નવલાં નવલાં,
શિશુ વૃદ્ધ યુવા નરનારી બધા;
ફરતાં પુરમાં અતિ મોદ ભર્યા,
કરતાં બહુ દર્શન દેવતણાં. ૨

સઘળાં સુહૃદો મળી મંડપમાં,
કરતા બહુ ગમ્મત મંદિરમાં;
વળી ચાહ પિવાય સહુ સ્થળમાં,
પછી પાન સોપારી અપાય ઘણાં. ૩

ગણી નુતન દિન દિપોત્સવીનો,
અતિ ઉત્તમ હર્ષ કરે મનુજો;
બહુ લોક વધાવી રહ્યાં હરખી;
કોઇ સાકરને કોઇ શ્રીફળથી, ૪

અતિ હર્ષ મંહિ નહિ હર્ષ પુરો,
શશી આજ નથી કયમ તેહ ભુલો;
નહિ પૂર્ણ થયું સઘળું સુખ હા,
શશી કયાંઇ નહીં શું નવાઇ અહાં. ૫

શશી વિણ અરે જન સર્વ હવે,
ફરતા દિપકૃત્રિમ ખેલ ખરે;
નહીં કૃત્રિમ ખેલ વિષે સુખ છે,
સુખ શાશ્વત સત્ય વિષે વિલસે. ૬

કરતા બહુ દિપક સર્વ સ્થળે,
પણ તેહ વૃથા સહુ ચન્દ્ર કને;
જલ સાગરનું પણ ક્ષાર અતિ;
દિન ઉજવળ છે પણ નાંહિ શશી. ૭

શશી જો હત પર્વ દિપોત્સવીમાં,
ફરી પુર્ણકળા પ્રગટયો હત હાં;

અવધિ સુખ કેરી અનન્ત રહે,
પરબ્રહ્મ તણું સુખ ત્હોજ મળે. ૮

જન માયિક રૂપ મહી ભમતાં;
બહુ મોહથી ચન્દ્ર પ્રભા ભુલતા;
નથી ચન્દ્ર યથા શુભ આ દિનમાં,
ભવ સુખ વૃથા હરિ જો ન મળ્યા. ૯

---

આ દર્શમાં એક પ્રતિબિમ્બનું ચિત્ર.

વસન્તતિલકા.

શય્યા મહી લટીપડી; લટ છે છુટેલી;
આળોટતી ઉરથી અમ્બર જાય ઉડી;
હા ! કાન્ત ! કાન્ત ! કરતી રવ મન્દ થાતી,
આદર્શ—આનન અમીટ અથાગ જોતી. ૧

"છે તું રખે વિરહિણી મુજ જેવી નારી, "
આદર્શ ની યુવતિને વદી સુન્દરાંગી;
શય્યા મહીં પડી પડી વળી ખુબ જોતી,
શું દર્પણે સુતનું અંક વિશે ધરાવી; ૨

આદર્શાં માં રમણીના પ્રફુલ્લિત અંગો;
ભાસે યથા વિકસતા નિશિનાથ કીર્ણો,
સંધ્યા સતિ કરમતિ જતી તે નિવારી;
જાણે પ્રકાશી રહી ઘો સખિ અંક ધારી. ૩

## રાતે ચીરે લલિત લલના કેમ દેખાય કાળી.

### પાદપૂર્તિ.

### મન્દાક્રાન્તા.

ચાલ્યા નાથ ગૃહ જન તજી દૂર વિદેશ જાવા,
લક્ષ્મિ કાજે પ્રિય તમ ગયા, હું રહી એકલી હા !
એવે આવી મુજ સખિ ત્યહાં, બોલી હું ને નિહાળી,
" રાતે ચીરે લલિત લલના, કેમ દેખાય કાળી. " ૧

મૃત્યુ પામ્યો યુવક અહીંઆ હા ! મનુષ્યો રડે છે,
જાયે તેનું શબ અહીં થકી નારી તેની રડે છે;
દેખી તેને પથિક વદતા ખુબ આશ્ચર્ય પામી,
" રાતે ચીરે લલિત લલના કેમ દેખાય કાળી " ૨

આખી રાત્રિ પ્રિય સ્મરણમાં ગાળતી રમતોથી,
આશા પ્રેમી સખિ સહુ રહી નાથની વાટ જોતી;
આવ્યો તાર તરત નિરખ્યો બ્હેનની હું પાસ બોલી;
" રાતે ચીરે લલિત લલના કેમ દેખાય કાળી. " ૩

ક્યારે ખીલે શશી ? કમલિનિ ? સુંદરી શાથી શોભે !
શોભા શાથી ગૃહતણી ? અને ક્યાં રહી કામ શોભે !
જે કો જારી યુવતિ કરશે તેહ દેખાય કાળી;
" રાતે ચીરે લલિત લલના કેમ દેખાય કાળી " ? ૪

આવ્યો આજે સ્મર પ્રિય સખો શું ખીલેલો વસન્ત,
હોળી ખેલે બકુલ વનમાં રાધિકા સાથ કૃષ્ણ.
ગોપી બોલી નિરખી પ્રમદા કજ્જલેથી રમેલી,
" રાતે ચીરે લલિત લલના કેમ દેખાય કાળી. ૫

જ્યારે પ્યારિ તિમિર પટમાં ઉઠી મન્દીર માંહે,
કાન્તિથી તે શયન ગૃહતો દીસતું દિવ્ય તે જે,
વસ્ત્રો ઝીણાં ચકચક થતાં કોણ કે તે સતિને,
" રાતે ચીરે લલિત લલના કેમ દેખાય કાળી " ૬

પ્હેર્યાં ચીરો અતિવ ઉજળા મુખ ચન્દ્રા સમાન,
ધાર્યો ગર્ભ મન બહુ ભમે દોહદો તૃપ્તિ કાજ;

દેખી કાળા સ્તન મુખ બહુ હાસ્ય સાહેલી કર્તી,
" રાતે ચીરે લલિત લલના કેમ દેખાય કાળી. " ૭

## પ્રભુ પ્રત્યે એક પ્રાર્થના.

### પદ

અરે પ્રભુ ! અરજ શુણો હવે મારી, (ટેક)
આ ભવનો ભય ભારી. અરે.

દુઃખ દુઃખ દુઃખ દુઃખ દેખું દુઃખ દુઃખ,
ટાળો આ પીડ મારી. અરે.

વ્યાધી અનેક નેક નડે છે,
મોહ વિષયમાં ઉતારી. અરે.

પ્યારા પ્રભુ ! મુજપર રે! રીઝો,
તો દુઃખ જાય વિકારી. અરે.

પ્રભુ તમ ભક્તિમાં મન રાખું,
પરમાનંદ અખંડ હું ધારી. અરે.

આ અભિલાષા બહુ છે મનમાં,
નમુ નમુ નાથ ! પોકારી. અરે.

॥ શ્રી રસ્તુ ॥

# ટીકા.

ઉદ્બોધન—

નાટક છન્દશું-છન્દોમય નાટક.
સીન્ધરાજ-જયદ્રથ-શક્ર-ઇન્દ્ર.

સર્ગ ૩ જો—હરિ—સિંહ

૫ મો—" પ્રતિ સ્મૃતિ " નામની વિદ્યાછે, જે શિખ્યા વડેજ સ્વર્ગમાં જઇ શકાય છે. અને તે વિદ્યા શંકરજ જાણે છે તેથી અર્જુન શંકરને પ્રસન્ન કરી તે વિદ્યા પ્રાપ્ત કરવા તપ કરતો હતો.

૯ મો—મઘવ ઇન્દ્રે. ઇન્દ્રાકે-ઇન્દ્રને ખોળે,

૧૦ મો— શ્લોક ૧૪—યામિનિ રાત્રિ

૨૦ કાનન-વાડી

૨૩ क्षीणे पुण्ये मृत्यु लोके पतन्ति

એ ન્યાયે સ્વર્ગીય જનો પણ

પુણ્યના ક્ષયથી મૃત્યુ લોકમાં પડે છે માટે સ્વર્ગ પણ શ્રેયસ્કર નથી.

શ્વસુર મંદીરે જતી નવોઢા—

આ અભિસારિકાનું વર્ણન છે.

શ્લોક ૯ મો—દૃશદ-પથ્થર, પથ્થરની ઠેસ વાગી કલ્પી છે કારણકે તે વિભ્રમ ચિત્તથી ચાલી જાય છે તેથી આસપાસનું ભાન રહેતું નથી અને આ પથ્થરના લાગવાને કામદેવના અનુચરનો માર કલ્પ્યો છે.

વ્યોમ સિન્ધુ—રાજ્ય રંગ—

છ ઋતુઓનાં ચિત્રો દર્શાવતુ અને રાજ્ય પ્રપંચની કલ્પના વાળું આ ખંડ કાવ્ય છે આકાશ તરફ નજર કરતાં વાદળાઓના ભિન્ન ભિન્ન રૂપ અને રંગ દેખાયછે તે ઉપરથી દ્વીપ,નાવ,સ્ત્રિ,પુરૂષો વિગેરે કલ્પનાઓછે

પ્રથમ બાર શ્લોકમાં વર્ષાનું વર્ણન છે.

શ્લોક ૧૩ મો—સન્ધ્યાને મેઘની સ્ત્રિ કલ્પી છે અને તેના અલૌકીક સૌન્દર્યથી મેઘ મોહ પામે છે.

૧૬ મો—" ભીરૂતાની સાથ સાહસ વૃતિ અન્તે આવતી " તે ઇંગ્રેજી કહેવત Timidity and cruelty are twins ને મળતું છે.

૧૭ થી ૧૯—દિપોત્સવી જેવા શુભ દિવસોમાં જેમ લોકો આનન્દ કરે છે તેમ આનન્દ કરતું વ્યોમનું આ ચિત્ર શરદ સમયનું છે.

૨૦ થી ૨૩—તારામંડળ અને ચન્દ્ર Falling Stars સપ્ટેમ્બરમાં બહુ જણાય છે (રળીઆમણી શરદ ઋતુઓની રાત્રીઓના દેખાવો.)

૨૪ વાયુનું પ્રાબલ્ય તે હેમન્ત અને શિશિર

૨૫ થી ૨૮—વસન્તનું ચિત્ર કલ્પ્યુ છે.

૨૯ થી ૩૦—ગ્રીષ્મનું ચિત્ર સૂર્યનો સખત તાપ. (પ્રકૃતિ

એ માયાનો અનાદિ કાળથી ન્યાય છે
એ મુખ્ય ભાવ છે;

એમિની અવદશા—

ઇંગ્લાંડની રાણી ઈલીઝાબેથનો લવર (અર્લઑફ લીસ્ટર) ગામડામાંથી ખુબ સુરત "એમી" નામની જુવાન કુમારીકાને પરણવા માટે ઉપાડી લાવ્યો હતો. પણ ઈલીઝાબેથ પોતાને પરણશે અને રાજ્ય મળશે એ લોભથી અને ઈલીઝાબેથને આવા કર્મની ખબર થશે તો તે વિરૂધ્ધ થશે એવી ભીતિથી તે બાળાને વગડામાં 'કમ્નોર" નામનો ગુપ્ત મહેલ ચણાવી તેમાં પુરી રાખી હતી અને આખર રાણીની ભીતીથી તે બાળાને પછડાવી મારી નંખાવી હતી તે બાળાની કરૂણામય ઊક્તિ આ કાવ્યમા છે. સ્કોટનાં કેનીલ્વર્થ નામના નોવેલમા આ કાવ્ય પ્રથમ છે,

# નિદાઘ—ઉનાળો.

કપટ સિતા—

આ કાવ્ય મેં સુદર્શન જાન્યુઆરી ૧૯૦૬ ના અંકમાંજ છપાવ્યું હતું.

રામાયણમાં જે કથા છે તેની વસ્તુ સ્થિતિ આ કાવ્યથી સહજ જુદી થઈ ગઇ છે. ઉમા જુઠું બોલ્યા કે હું સિતા છું અને તે જુઠ માટે શંકરે તેનો ત્યાગ કર્યો એ વાત અહીં પ્રાધાન્ય આણી છે પરન્તુ ઉમાએ સિતાનું કપટ રૂપ ધારણ કર્યું તે માટેજ શંકરે તો તેનો ત્યાગ કર્યો હતો એ મુળ ઉદ્દેશ અહીં નથી રખાયો આમ કરવાથી અને ઉમા અને રામનો સંવાદ પણ કલ્પિત ઉમેરવાથી કાવ્ય કાંઇક રસીક થતું લાગ્યું છે.

આદર્શ માં એક પ્રતિબિમ્બનું ચિત્ર—

શય્યામાં વિપ્રલંભા નાયિકા સુતીછે અને પાસે મોટો અરીસો પડેલ છે તે અરીસામાં તે સ્ત્રિનું જે પ્રતિબિમ્બ પડયું તેનું ચિત્ર આ કાવ્ય છે.

આદર્શ રૂપી વ્યોમ—સખિના--

ખોળામાં પડેલી કરમાઈ જતી સન્ધ્યા જેવ
સ્ત્રી પ્રકાશી રહે છે, ( તેજસ્વીની સન્ધા જેમ
કરમાતી જાય છે તેમ આ સુન્દર સ્ત્રિ વિરહથી
કરમાતી દીસે છે. ઉપમા અલંકાર છે.

